Has boiled (બોઇલ્ડ)ઉકાળ્યોછે.
Almost (ઑલમોસ્ટ) લગભગ.
Of which (ઉવીચ) જેની.

## Metals-Iron.

Metals (મેટલ્ઝ) ધાતુઓ.
Iron (આર્યન) લોઢું.
Copper (કોપર) ત્રાંબુ.
Many others-બીજી ઘણી.
Some of these-આમાંનીકેટલીક.
Lead (લેડ) સીસું.
Zinc (ઝિંક) જસત.
Some (સમ) કેટલીક.
Harder (હાર્ડર) વધારે સખ્ત.
Softer (સૉફ્ટર) વધારે નરમ.
Shine (શાઇન) પ્રકાશે છે.
Brightly (બ્રાઇટલિ) ચકચકીત રીતે.
Heavier (હેવીઅર) વધારે ભારે.
Hardest (હાર્ડેસ્ટ) સૌથી સખ્ત.
Have been mentioned મેન્શન્ડ)-ને વિશે કહેવામાં આવ્યું છે.
Softest (સૉફ્ટેસ્થ) સૌથી નરમ.
Heaviest (હેવીએસ્ટ) સૌથી ભારે.
Colour (કલર) રંગ.
Yellow (યલો) પીળું.
Appear (ઍપીઅર) દેખાય છે.
Black (બ્લૅક) કાળા.
Are not rubbed-ઘસીને સાફ કરવામાં-ઓપવામાં આવતાં નથી.
Bright (બ્રાઇટ) ચળકતાં.
Useful (યુઝફુલ) ઉપયોગી.
Tools (ટુલ્ઝ) ઓજારો.
Steel (સ્ટીલ) પોલાદ.
Axes (ઍક્સિઝ) કુહાડા.
Saws (સૉઝ) આરી.
Chisels ( ચીઝલ્ઝ ) સુતારની ફરસી.
Could not be built (બિલ્ટ) બાંધી શકાય નહીં.
Chairs (ચેઅર્ઝ) ખુરશીઓ.
Tables (ટેબલ્ઝ) મેજો.
Beds (બેડ્ઝ) પલંગો.
Trains (ટ્રેઇન્સ) આગગાડી.
Rails (રેઇલ્ડ) પાટા.
Wheels (ઉવ્હીલ્ઝ) પૈડાં.
Carriages (કૅરિજીસ) ગાડીઓ.
Swords (સોર્ડ્ઝ) તરવારો.
Guns (ગન્સ) બંદુકો.
Soldiers (સોલજર્ઝ) સીપાઇઓ.
Fight (ફાઇટ) લડે છે.

Twenty-eight lesson (ટ્વેન્ટિ એઇટથ લેસન)

અઠાવીસમો પાઠ.

**Are** said (સેડ) કહેવામાં આવે છે.
About (એબાઉટ) વિષે.
Story's begun–story is begun–વાર્તા શરૂ થઇ છે.
Own (ઓન) પોતાની.
One another's (વન અન ધર્ઝ) એક બીજાની.
Can be–હોઇ શકે.
Where (વ્હેર) ક્યાં.
Where be found–તેને ક્યાં જડયું, માલમ પડયું.
Them all–તેઓ સઘળાની.
Reflections (રિફ્લેકશન્ઝ) ઓળા; પડછાયા.
People (પીપલ) લોકો.
Each (ઇચ) દરેક.
Country (કન્ટ્રિ) દેશ.
Are said to have–ને વિષે કહેવાય છે.
Character (કૅરૅકટર) ગુણ, લક્ષણ.
Pathans (પથાન્ઝ) એક જાતના લોકો–પઠાણ.
Proud (પ્રાઉડ) મગરૂર.
Afghans (અફ્ઘાન્ઝ) અફ્ગાનિસ્તાનના લોકો.
Stubborn (સ્ટબૉર્ન) મમતી, જીદ્દી.
Baner (બેનર) દેશનું નામ છે.
Benrwalls (બેનર ઉવોલ્સ) બાનરીઓ.
Foolish (ફૂલિશ) મૂર્ખ.
Tales (ટેઇલ્ઝ) વાર્તા.
Are told (ટોલ્ડ) કહેવામાં આવી છે.
Last (લાસ્ટ) છેલ્લા લોકો.
Holding (હોલ્ડિંગ) પકડીને.
Fingers (ફિંગર્ઝ) આંગળીઓ.
Mouth (માઉથ) મ્હોં.
Looked (લુક્ડ) જોયું.
Vessel (વેસલ) વાસણ.
Full of (ફુલઓફ) ભરેલું.
Asking for (આસ્કિંગ ફૉર) માંગતું.
Husband (હઝબૅન્ડ) ધણી.
Lying near (લાઇંગ નીઅર) પાસે સુતેલો હતો.
Seeing (સીઇંગ) જોઇને.
Wife (વાઇફ) સ્ત્રી.
Ugly (અગ્લિ) કદરૂપો.
Thief (થીફ) ચોર.

**Will leap out** બહાર કુદકો મારશે.

**Will kill** (કિલ) મારી નાંખશે.

**So saying** (સેઈંગ) એમ કહીને.

**Heavy** (હેવિ) ભારે.

**Stone** (સ્ટોન) પત્થર.

**Threw**–નાંખ્યો.

**Wishing** (ઉવિશિંગ) ઇચ્છીને.

**Disturbed** (ડિસ્ટર્બડ) હાલેલું.

**Clever** (ક્લેવર) હોંશિયાર.

**Has gone away**–નાશી ગયોછે.

**Will not trouble** (ટ્રબ્લ) હેરાન કરશે નહીં.

**House** (હાઉસ) ઘર.

**Again** (અગેન) ફરીથી.

---

**Twenety-ninth lesson**

(ટવેન્ટિનાઈન્થ લેસન)

ઓગણત્રીશમો પાઠ.

**Exploring** ( એક્સપ્લોરિંગ ) બારીકાઈથી તપાસ કરતો.

**Catching** (કૅચિંગ) પકડતો.

**May take** (ટેઈક) લેઉં.

**May have** (મે હવે) ભલે લે.

**Are you going**–તમે જાઓ છો.

**Pretty** (પ્રેટિ) સુંદર.

**Maid** (મેઈડ) કુમારિકા.

**I'm going–I am going** હું જાઉં છું.

**A-milking** ( મિલકિંગ ) દુધ દોહવા.

**Sir** (સર) સાહેબ.

**May I go with you**–હું તમારી સાથે આવું.

**If you please**–જો તમારી મરજી હોય તો, જેવી તમારી મરજી.

**Kind sir** (કાઇન્ડ સર) પ્યારા સાહેબ.

**What is your father**–તમારો બાપ શો ધંધો કરે છે.

**Father'–father is**–બાપ છે.

**Farmer** (ફાર્મર) ખેડુત.

**What is your fortune**–(ફોરટયૂન) તમારી પાસે કેટલા પૈસા છે.

**Face** ( ફેઇસ ) મ્હોડું.

**Fortune** ( ફોરટયૂન ) પૈસો.

**Can't marry**–પરણી શકીશ નહીં.

**No body** (નો બડિ) કોઈએ નહિ.

---

Thirtieth lesson (થર્ટિએથ લેસન) ત્રીસમો પાઠ.

Neither (નીધર) એમાંથી એકે નહીં.

Nor (નૉર) અને નહિ.

## Copper, Zinc, Brass, and Bronze.

Copper (કૉપર) ત્રાંબુ.

Zinc (ઝિંક) જસત.

Brass (બ્રાસ) પિત્તળ.

Bronze (બ્રોંઝ) કાંસુ.

Beautiful (બ્યુટિફુલ) સુંદર.

Red (રેડ) રાતો.

Can be polished (પૉલિશ્ડ) ચકચકતો થઇ શકે.

Can be rubbed (રબ્બ્ડ) ઘસાઇ શકે.

Bright (બ્રાઇટ) ચળકતો.

Hard (હાર્ડ) સખત.

Heavy (હેવિ) ભારે.

Lead (લેડ) સીસું.

It is neither so hard as iron nor so heavy as lead–તે લોઢા જેટલું સખત નથી તેમ સીસા જેટલું ભારે નથી.

Coppersmiths (કૉપરસ્મિથ્ઝ) કંસારા.

Can beat (બીટ) ટીપી શકે છે.

Hammers (હૅમર્સ) હથોડા.

Shape (શેઇપ) આકાર.

Water pots (વૉટર પૉટસ) ઘડાઓ, દેગડાઓ, તાંબાકુંડીઓ, વગેરે.

Cooking pots (કુકિંગ પૉટસ) રાંધવાના વાસણો.

Are made–બનાવવામાં આવેછે.

Metal (મેટલ) ધાતુ.

We have not mentioned –જેને વિષે આપણે કહ્યું નથી.

Before (બીફોર) અગાઉ.

Almost white=લગભગ સફેદ.

Mixture (મિક્ષ્ચર) મિશ્ર ધાતુ.

Are melted (મેલટેડ) પીગળાવવામાં આવે છે.

To gether (ગેધર) સાથે.

In this way=આ રીતે.

Yellow (યેલો) પીળો.

Almost (ઑલમોસ્ટ) લગભગ.

Vessels (વેસલ્ઝ) વાસણો.

Kinds (કાઇન્ડઝ) જાત.

Shapes (શેઇપ્ઝ) ઘાટો.

Lamps (લેમ્પ્ઝ) દીવા.

Useful (યુસફુલ) ઉપયોગી.
Things (થિન્ગઝ) ચીજો.
Tin (ટિન) કલાઇ.
Brown (બ્રાઉન) ભૂરો; બદામી.
Quarter-anna (ક્વૉટર આના) દોઢીયું; સવાકો.
Half-anna pieces (હાફ આના પીસિસ) અઢીકા, ઢબ્બુ.
Pies (પાઇઝ) પઇઓ.
(It is) useful (યુસફુલ) ઉપયોગી.
Bells (બેલ્ઝ) ઘંટો.
Was used (યૂઝડ) વાપરવામાં આવી હતી.
Guns (ગન્ઝ) બંદુકો.
Cannon (કૅનન) તોપ.
Iron (આર્યન) લોઢું.
Steel (સ્ટીલ) પોલાદ.

---

Thirty-first lesson (થર્ટિ ફર્સ્ટ લેસન) એકત્રીસમો પાઠ.

Misers (માઇઝ઼ર્ઝ) કંજુસો.
Generally (જનરૅલિ) ઘણું કરીને.
Famine (ફૅમિન) દુકાળ.
Rains fall=વરસાદ ઘણો ઓછો પડે છે.
Cook (કુક) રાંધે છે.
Fires (ફાયર્ઝ) દેવતા.
Charcoal (ચારકોલ) લાકડાના કોયલા.
All day=આખો દિવસ.
All night=આખી રાત.
Butterfly (બટરફ્લાઇ) પતંગિયું.
Fluttered (ફ્લટર્ડ) પાંખ ફફડાવી.
Next day (નેક્સ્ટ ડે) બીજે દીવસે.
Beyond (બીયોન્ડ) પેલી મેર.
Poor men have few rupees=ગરીબ માણસો પાસે રૂપીઆ હોતા નથી-ભાગ્યેજ હોય છે.
Many (મૅની) ઘણા.
A few (ફ્યુ) થોડા.
Fortunes (ફૉરટ્યૂન્સ) પૈસા.
Great good fortune=ઘણુંજ સારૂં નસીબ.
Ever (એવર) કદી.
On and on=આગળ ને આગળ.
Please (પ્લીઝ) મહેરબાની કરીને.

## The story of Aladdin.

Story (સ્ટોરી) વાર્તા.
Aladdin (અલાદિન) અલાદિન.

Tailor (ટેલર) દરજી.
Lived (લિવ્ડ) રહેતો હતો.
Pekin (પેકિન) ચીનની રાજધાની.
Was twelve years old–બાર વર્ષનો થયો.
Died (ડાઇડ) મરી ગયો.
Loved (લવ્ડ) ચાહતી.
Worked (ઉવર્કડ) મહેનત કરતી.
Industriously (ઇન્ડસ્ટ્રિઅસલિ) ઘણી ઉદ્યોગથી–ભારે.
To get bread (પોતાનું) ગુજરાન ચલાવવાને.
Did not behave (બીહેઇવ) ચાલતો નહિ; વર્તતો નહિ.
Industrious (ઇન્સ્ટ્રિઅસ) ઉદ્યોગી.
Did not help–મદદ આપતો કરતો નહિ.
Played (પ્લેડ) રમ્યા કરતો.
Streets (સ્ટ્રીટ્ઝ) મ્હોલ્લાઓ.
Was playing (પ્લેઇંગ) રમતો હતો.
Stopped (સ્ટૉપ્ડ) થોભ્યો; અટકયો.
Looked (લુકડ) જોયું.
Indian (ઇન્ડિઅન) હિંદુસ્તાનનો.
Magician (મૅજીશિયન) જાદુગર.
Wished (ઉવિશ્ડ) ઇચ્છયું.
To use (યુઝ) ઉપયોગ કરવો.
To work magic (મૅજીક) જાદુઇ કામ કરવાને.
Therefore (ધેરફોર) એટલા માટે.
Is dead (ડેડ) મરી ગયો છે.
Talked (ટૉકડ) વાત કીધી.
Promised (પ્રોમિસ્ડ) વચન આપ્યું.
Merchant (મર્ચન્ટ) વેપારી.
Seemed (સીમ્ડ) લાગ્યું; દેખાયું.
New clothes (ન્યુ કલોધ્ઝ) નવા કપડાં.
Became (બીકેઇમ) થયો.
Set out–નીકળ્યાં.
For a long walk–લંબાણ ચાલવાને.
Walked far=લાંબે ગયાં.
Further (ફર્ધર) વધારે દુર.
Patient (પેશન્ટ) ધીરજવાળો.
Be patient–ધીરજ ધર.
Shall have–મળશે.
Reward (રિવૉર્ડ) બદલો.
Shall soon come–થોડીવારમાં આવી પહોંચશું.
Garden (ગાર્ડન) વાડી.

**Went on and on**–આગળ ને આગળ ચલયા.

---

**Thirty- second lesson** (થર્ટિસેકન્ડ લેસન) બત્રીસમો પાઠ.

## The *Sun* is gone down.

**Sun** (સન) સૂર્ય.
**Is gone down**–આથમી ગયા. છે; અસ્ત પામ્યો છે.
**Moon's–Moon is**–ચંદ્રમાં છે.
**Sky** (સ્કાઇ) આકાશ.
**Will come up**–ઉપર આવશે.
**Moon be laid by**–પાછળ મુકી દેવાશે.
**Flower** (ફ્લાવર) ફુલ.
**Is asleep** (ઍસ્લીપ) નમી ગયું છે.
**It is not dead**–મરી ગયું નથી.
**Morning** (મોર્નિંગ) સ્હવાર.
**Will lift its head**–તે ટટાર થશે.
**Winter** (ઉવિન્ટર) શિયાળો.
**Will die**–મરી જશે.
**Will hide**–સંતાઈ જશે; છુપાઈ જશે.
**Only** (ઑન્લિ) માત્ર.
**Frost** (ફ્રૉસ્ટ) હીમ.
**Snow** (સ્નો) બરફ.
**Sure is summer**–ઉન્હાળો નક્કી આવવાનો છે.
**Sure is the sun**=સૂર્ય નક્કી કરવાનો છે.
**Run away**–દુર જાય છે.

---

**Thirty–third lesson** (થર્ટિ-થર્ડ લેસન) ત્રેત્રીસમો પાઠ

**Such as** (સચ ઍઝ) જેવા.
**Naughty** (નૉટિ) ખરાબ; તોફાની.
**Scotland** (સ્કૉટલૅન્ડ) દેશનું નામ છે.
**Are not loved**=ના ઉપર કોઇ પ્રીતિ રાખતું નથી; ને કોઇ ચ્હાતું નથી.
**Sarees** (સારીઝ) સાડીઓ.
**Pretty** (પ્રેટિ) સુંદર; દેખાવડી.
**Tools** (ટુલઝ) ઓજારો.
**Axes** (ઍક્સિઝ) કુહાડા–વાંસળી.
**Saws** (સૉઝ) આરી.
**Indian people**(ઇન્ડિઅન પીપલ) હિંદુસ્તાનના લોક.
**Sometimes** (સમટાઇમ્ઝ) કોઇ કોઇ વખત.

Always (ઑલવેઝ) હમ્મેશાં.
Tusks (ટસ્કસ) દંતશુળ.

---

## Precious metals.

Precious (પ્રેશયશ) મૂલ્યવાન; કિંમતી.
Metals (મેટલઝ) ધાતુઓ.
Silver (સિલ્વર) રૂપું.
Whitest (ઉવાહઇટેસ્ટ) સૌથી સફેદ.
Rust (રસ્ટ) કાટ ચઢે છે.
Air (એઅર) હવા.
Green (ગ્રીન) લીલું.
Gray (ગ્રે) ઘેરા કાળા; કાળાશ પડતાં રંગનું.
Does not rust=કટાતું નથી.
For making=બનાવવામાં.
Ornaments (ઑર્નેમેંટઝ) દાગીના, ઘરેણાં.
Bangles (બૅન્ગલ્ઝ) બંગડીઓ.
Rings (રિંગ્ઝ) વીંટીઓ.
Earrings (ઇરરિંગ્ઝ) એરીંગો; કાનમાં જે લટકતું ઘરેણું પહેરે છે તે.
Are ornamented (ઑર્નમેન્ટેડ) સુશોભિત કરવામાં આવે છે.
Rubies (રૂબીઝ) માણેકો.
Diamonds (ડાયૅમન્ડઝ) હીરા.
Emereds (એમેરૅલ્ડઝ) પાના; એક જાતના મૂલ્યવાન હીરા.
Are used (યુઝડ) વપરાય છે.
Money (મની) પૈસા.
Silver (સિલ્વર) રૂપાના.
Coins (કોઇન્ઝ) સિક્કા.
Rupees (રૂપીઝ) રૂપીઆ.
Half-rupees (હાફ રૂપીઝ) અડધા.
Quarter-rupees(ક્વૉટર રૂપીઝ પાવલીઓ.
Two anna pieces (ટુ આના પીસીઝ) બે આનીઓ.
In most countries=ઘણાખરા) દેશોમાં.
Gold (ગોલ્ડ) સોનાના.
Sovereign (સોવરિન) એક જાતનો પંદર રૂપીઆની કિમ્મતનો સિક્કો.
Half-sovereign = અડધો સોનાનો સિક્કો.
Value (વેલ્યુ) કિંમત.
Ladies (લેડિઝ) સ્ત્રીઓ.
Wear (હવેર) પ્હેરે છે.
Are mixed=તેઓમાં મેળવણી કરવામાં આવે છે.

**Harder** (હાર્ડર) વધારે સખત.
**This makes them harder**= આથી તેઓ વધારે સખત બને છે.
**Government** ( ગર્વનમેન્ટ ) સરકાર.
**Office** (ઓફીસ) સરકારી કારખાનું.
**Is called** (કૉલ્ડ) ને કહે છે.
**Mint** (મિન્ટ) ટંકશાળ.
**Round** (રાઉન્ડ) ગોળ.
**Size** (સાઇઝ) બાજુ.
**Weight** (વેઇટ) વજન.
**Head** (હેડ) ડોકું.
**Side** (સાઇડ) કદ.
**English** (ઇંગ્લીશ) અંગ્રેજી.
**Differ** (ડિફર) જુદા પડે છે.
**From one another** = એક બીજાથી.
**Appears** (ઍપિઅર્ઝ) દેખાય છે.
**Formerly** (ફૉર્મર્લિ) અગાઉ.
**Leather** (લેધર) ચામડું.
**Cowries** (કોરિસ) કોડીઓ.

---

**Thirty-fourth lesson** (થર્ટિ ફોર્થ લેસન) ચોત્રીસમો પાઠ.

**Richest** ( રિચેસ્ટ ) સૌથી પૈસાદાર.
**Idlest** ( આઇડલેસ્ટ ) સૌથી આળસુ.
**Most naughty** (મૉસ્ટ નૉટિ) સૌથી ખરાબ-લુચ્ચો.
**Taj Mahal** ( ટાજ મહાલ ) શાહજહાં નામના મુગલ બાદશાહે પોતાની બેગમ ઉપર બંધાવેલી મહાન ઇમારત; (કબર)
**Most beautiful** (બ્યુટિફુલ) ઘણુંજ સુંદર; ભપકાદાર.
**Perhaps** (પરહૅપ્ઝ) કદાચ.
**World** (વર્લ્ડ) દુનિયા.
**Took hold of**=ઝાલી, પકડી.
**Took up**=લીધો.
**Took out**=બહાર કાઢી
**To pull up** (પુલ) ઉખેડી નાંખવું.
**One after another** = એક પાછળ એક.
**Failed** ( ફેઇલ્ડ ) ચૂકયા.
**Question** (કવેશ્ચન) સવાલ; પ્રશ્ન.
**Through** (થ્રુ) માં થઇને.
**Put on** ( પુટ ઑન ) પ્હેરીએ છીએ.
**Put out** (પુટ આઉટ) હોલવી નાખીએ છીએ.
**Howled** (હાઉલ્ડ) બૂમ પાડી.

**At-once** (ઍટવન્સ) એકદમ.
**Relations** (રીલેશન્ઝ)સગાંવહાલાં.
**Came out** (કેઇમ આઉટ)બ્હાર આવ્યાં.

## The Story of Aladdin II.

અલાદિનની વાર્તા–ભાગ બીજો.

**At last** (ઍટલાસ્ટ) આખરે.
**Magician** (મૅજીસીયન) જાદુગર.
**Stopped** (સ્ટૉપ્ડ) થોભ્યો;અટક્યો
**End** (એન્ડ) અંત; છેડો.
**This is the end of our walk**–આટલેથી આપણા ચાલવાનો છેડો આવ્યો.
**Gathered** (ગૅધર્ડ) એકઠી કીધી.
**Dry** (ડ્રાઇ) સુકી.
**Sticks** (સ્ટિક્સ) લાકડીઓ.
**Lit** (લિટ) સળગાવ્યો.
**Fire** (ફાયર) દેવતા.
**Had burnt up well**–સારી રીતે સળગ્યો.
**Powder** (પાઉડર) ભૂકો.
**Certain** (સર્ટન) ચોકકસ.
**Magic** (મૅજીક) જાદુઈ; જાદુ સંબંધી.
**Words** (વર્ડ્ઝ) શબ્દો.

**Immediately** (ઇમ્મિડિએટલિ) તરતજ.
**Ground** (ગ્રાઉન્ડ) જમીન.
**Opened** (ઓપન્ડ) ઉઘડી ગઇ.
**Appeared** (ઍપીઅર્ડ) માલમ પડયું; દેખાયો.
**Stone** (સ્ટોન) પત્થર.
**Brass ring** (બ્રાસ રિંગ) પિત્તળની કડી.
**Fixed** (ફિક્સ્ડ) જડેલી.
**Was very much afraid**–ઘણોજ બ્હીધો–ગભરાયો.
**Wished** (વિશ્ડ) ઇચ્છયું.
**To run away**–નાશી જવાને.
**Obey me** (ઓબે) હું કહુ તેમ કર.
**Richest** (રિચેસ્ટ) સૌથી પૈસાદાર
**Great riches**–પુષ્કળ પૈસો.
**Can carry away**–લઇ જઈ શકશે.
**Take hold of**–લે પકડ.
**Lift up the stone**–પત્થર ઉંચક.
**Obeyed** (ઓબેઇડ) તાબે થયો; કહ્યું તેમ કીધું.
**Had lifted** (લિફ્ટેડ) ઉંચકયા.

Bottom (બૉટમ) તળીયું.
Steps (સ્ટેપ્ઝ) પગથીઆં.
Still farther=એથી નીચે.
Go down the steps=પગથીએ ઉતર.
Rusty (રસ્ટિ) કટાઇ ગયલું.
Iron door=લોઢાનું બારણું.
Through (થ્રુ)–માં થઇને.
Halls (હૉલ્ઝ) દીવાનખાના.
Such as (સચ ઍઝ) જેવા.
Palaces (પૅલેસિઝ) મહેલો.
One after another–એક પછી એક.
Garden (ગાર્ડન) વાડી.
Temple (ટેમ્પલ) દેહેરૂં.
Is burning (બર્નિંગ) બળે છે.
Brass lamp (બ્રાસ લૅમ્પ) પિત્તળનો દિવો.
Put out the lamp–દીવો હોલવજે.
Oil (ઓઇલ) તેલ.
Hide (હાઇડ) સંતાડજે.
Come quickly back–ઝડપથી પાછો આવજે.
Took out–કાઢી.

Copper ring (કૉપર રિંગ) ત્રાંબાની વીંટી.
Put on (પુટ ઑન) પહેરાવી.
Finger (ફિંગર) આંગળી.
Will protect (પ્રોટેક્ટ) બચાવ કરશે.
Dangers (ડેન્જર્સ) ભય.
Growing (ગ્રોઇંગ) ઉગતા; ઉગેલા.
Wondered (વન્ડર્ડ) આશ્ચર્ય પામ્યો.
Cherries (ચેરિઝ) એક જાતના ફળ.
Oranges (ઑરેંજીસ) નારંગી.
Stones (સ્ટોન્ઝ) જવાહીરો.
Different (ડીફરન્ટ) જુદાજુદા.
Colours (કલર્ઝ) રંગ.
Shone (શોન) પ્રકાશતા.
Brightly (બ્રાઇટલિ) ચકચકિત રીતે.
Quickly (ક્વીકલિ) તરતજ.
Filled (ફિલ્ડ) ભર્યાં.
Pockets (પૉકેટ્ઝ) ગજવાં.
Help me–મને મદદ કર.
To the top of the steps–સીડીને મથાળે.
Stubborn (સ્ટબૉર્ન)મમતી; જીદ્દી

Refused (રીફ્યુસ્ડ) ના પાડી.
Became very angry–ઘણોજ ગુસ્સે થયો.
Leapt back–પાછો દેવાઇ ગયો.
Was shut up–ગોંધાયો.
Dark (ડાર્ક) અંધારા.
Hole (હોલ) ખાડા.

---

Thirty-fifth lesson (થર્ટિ ફીફ્થ લેશન) પાંત્રીસમો પાઠ.
Between (બીટવીન) વચ્ચે.
Every where (એવરિઉવેહર) દરેક ઠેકાણે.
A nursery rhyme (નર્સરિ રાઇમ) હાલરડું.
A sailing (સેઇલિંગ) હંકારાતું.
Sea (સી) દરિયો.
Was laden (લેઇડન) લીધેલું હતું.
Pretty (પ્રિટિ) સુંદર.
Things થિંગ્ઝ) ચીજો.
Sugar (સ્યૂગર) ખાંડ.
Cabin (કૅબિન) કેબીન, વહાણમાં સુવા બેસવાની ઓરડી.
Apples (ઍપલ્ઝ) સેબફળ.
Hold (હોલ્ડ) કોઠાર.
Sails (સેઇલ્ઝ) સઢો.
Silk (સિલ્ક) રેશમ.
Masts (માસ્ટસ) ડોલ.
Made of gold-સોનાના બનાવેલા.
Four and twenty–ચોવીસ.
Sailors (સેઇલર્ઝ) ખલાસીઓ.
Stood (સ્ટુડ) ઉભા હતા.
Decks (ડેકસ) તુતક.
Mice (માઇસ) ઉંદરો.
Chains (ચેઇન્ઝ) સાંકળો.
Necks (નેકસ) ગરદન; ડોક.
Captain (કૅપ્ટન) કપ્તાન, ટંડેલ.
Jacket (જૅકેટ) કુડતું; બદન.
Back (બૅક) પીઠ.
Began to move–ચાલવા માંડ્યું.
Quack (ક્વૅક) બતકનું બોલવું.

---

Thirty-sixth lesson (થર્ટિ સિક્સથ લેસન) છત્રીશમો પાઠ.

To do so–એ પ્રમાણે કરવાને.
Must (મસ્ટ) જોઇએ.
Must obey–તાબે થવું જોઇએ.
One (વન) એક.
A large one–મ્હોટી.
A small one–ન્હાની.

---

## The Clock.

Clock (ક્લૉક) ઘડીઆળ.

Can you tell the time by it–તેમાંથી તમો વખત કાઢી શકશો.

First (ફર્સ્ટ) પહેલો.

Must learn ( લર્ન ) શીખવું જોઇએ.

Figures (ફીગર્સ) આંકડા.

Dial (ડાઇઍલ) ચાંદો,

Clock face (ક્લોક ફેઇસ)ચાંદો.

Hands (હૅન્ડ્ઝ) કાંટા.

Long hand ( લૉન્ગ હૅન્ડ ) લાંબો કાંટો.

Short hand ( શૉર્ટ હૅન્ડ ) ટુંકો કાંટો.

Minute hand (મિનિટ હૅન્ડ) મિનિટ કાંટો.

Round (રાઉન્ડ) આસપાસ.

Hour hand ( અવર હૅન્ડ ) કલાક કાંટો.

Strike (સ્ટ્રાઇક) વાગે છે.

Pointing (પૉઇન્ટિંગ) બતાવતાં.

Number (નમ્બર) સંખ્યા.

To tell the time–વખત કહેવાને

Minute (મિનિટ) મિનિટ.

Have passed–થઈ ગઇ.

Since (સિન્સ) જ્યારથી.

The clock struck-ઘડીયાલમાં વાગ્યા.

Last (લાસ્ટ) છેલ્લી વખતે.

Will strike (સ્ટ્રાઇક) વાગશે.

Next (નેક્સ્ટ) હવે પછી.

Will be (વિલબી) હોશે.

Twelve O'clock ( ટ્વેલ્વ ઑકલૉક ) બાર વાગે.

Really (રીઅલિ) ખરેખર.

Middle (મિડલ) મધ્ય ભાગ.

Therefore (ધેરફોર) તેટલા માટે.

Midnight (મિડનાઇટ) મધરાત.

Mid-day (મિડડે) બપોર.

Noon (નુન) બપોર.

Divides (ડિવાઇડ્ઝ)–થી ભાગ થાય છે.

Parts (પાર્ટ્ઝ) ભાગ.

Morning (મોર્નિંગ) સ્હવાર.

Forenoon (ફોરનુન) બપોરની આગમચનો વખત.

After-noon (આફ્ટરનુન) બપોર પછીનો વખત.

Evening (ઇવનિંગ) સાંજ.

Sixty (સિક્સટિ) સાઠ.

Week (વિક) અઠવાડીયું.

---

Thirty seventh lesson(થટિસેવન્થ લેસન) સાડત્રીસમો પાઠ.

None but idle boys will play=સુસ્ત છોકરા શિવાય બીજા રમે નહિ.

But (બટ) શિવાય.

No body but you=તમારા શિવાય કોઇ નહિ.

## A Song.

Song (સૉન્ગ) ગીત.

Under (અંડર) નીચે.

Green wood ( ગ્રીન ઉવુડ ) એક જાતનું ઝાડ.

To lie (લાઇ) પડી રહેવું.

(To) turn (ટર્ન) ફેરવવો.

Merry (મેરી) આનંદી.

Note (નોટ) અવાજ; સૂર.

Sweet (સ્વીટ) મધુર; મિઠો.

Throat (થ્રૉટ) ગળું.

Hither (હિધર) આ જગાએ; અહીં.

Enemy (એનિમિ) દુસ્મન.

Winter (ઉવિન્ટર) શિયાળો.

Rough (રફ) અતિશય ઠંડી; તોફાની.

Weather (ઉવેધર) હવા.

Doth (ડથ) doesનું કવીતામાં વપરાતું રૂપ.

Shun (શન) દૂર કરવો.

Sun (સન) તડકો.

Seeking (સીકિંગ) શોધતો.

Food (ફુડ) ખોરાક.

Pleased (પ્લીઝડ) ખુશી થયલો.

What (ઉવૉટ) જે–તે.

---

Thirty-eighth lesson(થર્ટી એઇટથ લેસન) આડત્રીસમો પાઠ.

He found himself late–તેણે માલમ પડયું કે હું મોડો આવ્યો.

Found themselves without food=લાગ્યું કે ખોરાક મળતો નથી.

Found himself troubled with–જાણ્યું કે મને હેરાન કરે છે

Found itself far=જાણ્યું કે દૂર છું.

Quite (કવાઇટ) છેક.

Quite as=તેટલોજ.

Quite full–તદન–તમામ ભરેલી.

Basket was quite full=ટોપલી પૂરેપૂરી ભરેલી હતી.

Why he needed him=શા કારણથી તેની જરૂર હતી.
Had grown=ઉંચે ઉગ્યા.
Began (બીગૅન) જણાવા લાગ્યા.
Great value=ઘણું કિંમતી.
Live on-ખાઇ જીવે છે.
To live on the money =પૈસાવડે જીવે છે.
Can live on=ગુજરાન ચલાવી શકશે.
Four annas to day=દરરોજ ચાર આનામાં.
As soon as-જેવું કે-તરતજ.

## The Story of Aladdin III.

Found himself = પોતાને માલમ પડયું-લાગ્યું.
Buried (બેરિડ) પુરાયલા.
Alive (ઍલાઇવ) જીવતો.
Was very much afraid= ઘણો બ્હીધો-ગભરાયો.
Shouted (શાઉટેડ) બૂમ પાડી.
Wept (ઉવેપ્ટ) રડયો.
Was quite tired=છેક થાકી ગયો.
Steps (સ્ટેપ્ઝ) પગથીયાં.
Waited (ઉવેઇટેડ) રાહ જોઈ.
Death (ડેથ) મોત.
Without (વિધાઉટ) વગર.
Food (ફુડ) ખોરાક.
Thought (થૉટ) વિચાર્યું.
Shall surely die=હું ખચિત મરી જઇશ.
Putting (પુટિંગ) જોડીને.
To pray (પ્રે) પ્રાર્થના કરવી.
Rubbed (રબ્ડ) ઘસી.
Immediately (ઇમ્મીડિએટલિ) તરતજ.
Ugly (અગ્લિ) કદરૂપો.
Jin (જીન) જીન.
Appeared (ઍપીઅર્ડ) પ્રગટથયો.
Very much afraid=ઘણોજ બ્હીધો.
Slave (સ્લેઇવ) ગુલામ.
Servants (સર્વન્ટ્ઝ) નોકરો.
Will obey-તાબે થશે.
Orders (ઑાર્ડઝ) હુકમો.
Take out-બહાર કાઢ.
As soon as he has said this=જેવું તેણે આ પ્રમાણે કહ્યું કે તરતજ.
Found himself=આવી પડયો.
Had appeared=પ્રગટ થયો હતો.

**Cave** (કેઇવ) ગુફા.
**Therefore** (ધેરફોર) તેટલા માટે
**Did not rub**–ઘસી નહીં.
**Stones** ( સ્ટોન્ઝ ) પત્થરા–જવાહીરો.
**Magic** (મૅજીક) જાદુઇ.
**Garden** (ગાર્ડન) વાડી.
**Really** (રિઅલિ) ખરેખરા.
**Rubbies** (રૂબિઝ) માણેક.
**Diamonds** (ડાયૅમન્ડઝ) હીરા.
**Emeralds** ( એમરેલ્ડઝ ) પાના; નીલમ.
**Of great value**–ભારે કિમ્મતના; ઘણુંજ કિમ્મતી.
**Value** (વેલ્યુ) કિમ્મત.
**Beautiful** (બ્યુટિફુલ) સુંદર.
**Glass** ( ગ્લાસ ) કાચ.
**Thought** (થૉટ) વિચાર્યું
**This was a good price**–આ સારી કિમ્મત છે.
**Lived on**–ગુજરાન ચલાવ્યું.
**Money** (મનિ) પૈસા.
**For about a month**–એક મહીના સુધી.
**At the end of this time** આ વખત પછી.

**Will clean** (કલીન) સાફ કરીશ.
**Will polish** (પૉલિશ) માજીસ.
**It will bring a higher price**–એની વધારે કિમ્મત ઉપજશે.
**Feast** (ફિસ્ટ) ખાનું.
**Fit for** (ફિટફોર) લાયકનું.
**Wished** (ઉવિશ્ડ) ઇચ્છયું.
**To marry** (મૅરિ) પરણવાને.
**Emperor** (એમ્પરર) બાદશાહ; શહેનશાહ.
**Lesson** (લેસન) પાઠ.
**Will read** (રીડ) વાંચશો.

---

**Thirty–ninth lesson** (થર્ટિ નાઇન્થ લેશન ) ઓગણચાલીશમો પાઠ.

## A Bengali nursery rhyme.

**End with**–છેડે બોલે છે.
**Rhyme**=કવિતા.
**Endth**=ends–ફરી થાય છે.
**Natia**–thorn–નાત્યા ઝાડનો કાંટો.
**Withereth**–withers (ઉવિધરેથ) કરમાઇ જાય છે.

Browse (બ્રાઉસ) ચરવું.
Neat herd (નીટહર્ડ) ગોવાળ.
Tend (ટેન્ડ)-ની બરદાસ કરવી.
Daughter-in law (ડૉટર-ઇન-લૅ) છોકરાની વહુ.
Ant (આન્ટ) કીડી.
Bite (બાઇટ) કરડવું.
Koot (કુટ) એક જાતનો અવાજનો શબ્દ.

---

Fortieth lesson (ફૉર્ટિએથ લેસન) ચાલીસમો પાઠ.

## The Elephant.

Elephant (એલીફન્ટ) હાથી.
Animals (એનિમલ્ઝ) પ્રાણી.
Such as (સચ ઍઝ) જેવાં.
Lions (લાયન્ઝ) સિંહ.
Jackals (જૅકૉલઝ) શિયાળ.
Sheep (શીપ) મેંઢાં.
Land (લૅન્ડ) પૃથ્વીપર રહેનારાં.
Because (બીકૉઝ) કારણ કે.
Whales (વ્હેઇલ્ઝ) મગરો, મગરમચ્છ.
Live (લિવ) રહે છે.
Frogs (ફ્રૉગ્ઝ) દેડકા.
Partly (પાર્ટલિ) કંઇક
Differs (ડીફર્ઝ) જુદું પડે છે.
In having a trunk-સૂંઢ હોવાથી.
Really (રીઅલિ) ખરેખર.
Nostrils (નૉસ્ટ્રિલ્ઝ) નસ્કોર
Open (ઓપન) ખુલે છે.
Something (સમથિંગ) કંઇ.
Finger (ફિંગર) આંગળી.
Uses (યૂઝિઝ) ઉપયોગ કરે છે.
Several (સેવરલ) ઘણીક જુદી જુદી.
Gathers (ગૅધર્ઝ) એકઠાં કરે છે.
Leaves (લીવ્ઝ) પાંદડાં.
Branches (બ્રાન્ચિઝ) ડાળીઓ.
Grass (ગ્રાસ) ઘાસ.
Ground (ગ્રાઉન્ડ) જમીન.
Mouth (માઉથ) મોઢું.
Sometimes (સમટાઇમ્ઝ) કોઇ કોઇ વાર.
It is hot-તાપ પડે.
Body (બૉડિ) શરીર.
Can pick up-ઉંચકી શકે છે.
Smallest (સ્મૉલેસ્ટ) નાનામાં નાની.
Coins (કોઇન્ઝ) સિક્કા.
Tusks (ટસ્કઝ) દંતુશલ, મોટા દંત.

Teeth (ટીથ) દાંતો.
Fighting (ફાઇટિંગ) લડવામાં.
Digging (ડિગિંગ) ખોદવાને.
Roots (રૂટ્ઝ) મૂળિયાં.
Ivory (આઇવરિ) હાથી.
Can be polished (પૉલિશ્ડ) સાફ બનાવી ચકચકીત થઇ શકે.
Beautifully (બ્યુટિફુલિ) સુંદર રીતે.
Therefore (ધેરફોર) તેટલા માટે.
For making=બનાવવામાં.
Ornaments(ઑર્નમેન્ટ્ઝ) ઘરેણાં.
Palaces (પૅલેસિઝ) મહેલો.
Chairs (ચેઅર્ઝ) ખુરશીઓ.
Tables (ટેબ્લ્ઝ) મેજો.
Made of ivory=હાથીદાંતની બનાવેલી.
Intelligent (ઇન્ટેલીજેન્ટ) બુદ્ધિ-વાન, અક્કલબાજ.
Can be taught (ટૉટ) શીખવી શકાય.
Useful (યુઝફુલ) ઉપયોગી.
People (પીપલ) લોકો.
Trouble (ટ્રબલ) મહેનત.
To catch (કૅચ) પકડવાને.
Alive (અૅલાઇવ) જીવતા.

Driving (ડ્રાઇવિંગ)હાંકી જવાની.
Wild ( ઉવાલ્ડ ) જંગલી; વગર પાળેલાં.
Kedda (કેડા) ધરવાનો વાડો.
Enclosure (એનક્લોઝર) વાડો.
Fence ( ફેન્સ ) વાડ.
Picture (પિક્ચર) ચિત્ર; છબી.
Herd (હર્ડ) ટોળું.
Inside ( ઇનસાઇડ ) અંદરની બાજુએ.
Out side(આઉટસાઇડ) બહારની બાજુએ.
Hind (હાઇન્ડ) પાછલા.
Have tied (ટાઇડ) બાંધેલા.
Timber-yard (ટિમ્બર યાર્ડ) ઇમારતી લાકડાનો ભરેલો વાડો.
Burma (બર્મા) બ્રહ્મદેશ.
Is carrying (કૅરિંગ)લઇ જાય છે.
Has taken up=ઉંચક્યો છે.
Log (લૉગ) કકડો.
Holds (હોલ્ડ્ઝ) પકડી રાખે છે.
Certain (સર્ટન) અમુક.

---

## Fortyfirst lesson.

### The Story of Aladdin IV

અલાદિનની વાત ૪.

Story (સ્ટોરિ) વાત.
Emperor (એમપરર) શહેનશાહ.
Marry (મેરિ) પરણવું.
Must build=બાંધવો જોઇએ.
Replied (રિપ્લાઇડ) જવાબ દીધો.
Beautiful (બ્યુટિફુલ) સુંદર.
Purpose (પરપઝ) કારણ.
Maidan (મેડાન) મેદાન.
Opposite (ઑપોઝિટ) સામે.
Consented (કનસેન્ટેડ) હા કહી.
Rubbed (રબ્ડ) ઘસ્યો.
Immediately (ઇમ્મીડિએટલિ) તરતજ.
Appeared (એપીઅર્ડ) દેખાવ દીધો.
Surely (સ્યુરર્લિ) બેશક.
Answered (ઍન્સર્ડ) જુવાબ દીધો.
Wide (ઉવાઇડ) પ્હોળો.
Single (સિંગલ) એકજ.
Windows (ઉવિન્ડોઝ) બારીઓ.
Ornamented (ઑરનેમેન્ટેડ) શણગારેલી.
Precious (પ્રેશ્યસ) અમુલ્ય, કિંમતી.
Precious stone=જવાહીરો.

Leave (લિવ) રહેવા દેજે.
Unfinished (અનફીનિશ્ડ) અધુરી.
Next morning=બીજી સવારે.
Got up=ઉઠયો.
Wondered (ઉવન્ડર્ડ) અજબ થયા.
To fetch (ફેચ) જઇને બોલાવવાને.
Marble (માર્બલ) આરસપહાણ.
Taj Mahal (તાજમહાલ) તાજ મહાલ.
Agra (આગ્રા) આગ્રા શહેર.
Every where (એવરિઉવ્હેર) બધે.
Coloured (કલર્ડ) રંગબેરંગી.
Jama Masjid (જમામસજીદ) જુમામસજીદ.
Emeralds (એમરૅલ્ડઝ) પાના, લીલમો.
Rubies (રૂબિઝ) માણેકો.
Diamonds (ડાયૅમન્ડઝ) હીરા.
Found (ફાઉન્ડ) માલમ પડી.
Your Majesty (યૉર મૅજૅસ્ટિ) તમો મહારાજ.

Happy (હૅપિ) ઠીક, સારો.
Thought (થૉટ) વિચાર.
Treasury (ટ્રેઝરિ) ત્રીઝેરી; ખજાનો, ભંડાર.
Shall finish=પુરી કરશે.
Princess (પ્રિન્સેસ) શાહજાદી.
Wife (વાઇફ) ધણિઆણી.

---

## Forty second lesson.

A tree=એક ઝાડ
Prevented (પ્રિવેન્ટેડ) અટકાવ્યો.
From getting out=બહાર આવતાં.
From troubling=હેરાન કરતાં.
A number of=સંખ્યાબંધ.
Tree (ટ્રી) ઝાડ.
Here is=આ રહ્યું.
Picture (પિક્ચર) ચિત્ર.
Parts (પાર્ટસ) ભાગો.
Roots (રૂટ્સ) મુળિઆ.
Trunk (ટ્રંક) થડ.
Branches (બ્રાન્ચિઝ) ડાળીઓ.
Leaves (લીવ્ઝ) પાંદડાં.
Flowers (ફ્લાવર્ઝ) ફુલ.
Fruit (ફ્રુટ) ફળ.
Upright (અપરાઇટ) સીધું; ટટાર.
Fix (ફિક્સ) ચોંટાડે છે.
Firmly (ફર્મલિ) સજ્જડ.
Prevent (પ્રિવેન્ટ) અટકાવે છે.
Blowing down (બ્લોઇંગ) ઉખેડી નાંખવું.
Body (બૉડિ) મુખ્યભાગ.
Twigs (ટવિગ્ઝ) નાની ડાંખળીઓ.
Useful (યુઝફુલ) ઉપયોગી.
Animals (ઍનિમલ્ઝ) પ્રાણીઓ.
Shade (શેઇડ) છાંયડો.
Protect (પ્રોટેક્ટ) રક્ષણ કરે છે.
Heat (હીટ) તાપ.
Feed on=ચરે છે.
Mats (મૅટ્ઝ) સાદડીઓ.
Timber (ટિમ્બર) ઇમારતી લાકડું.
In building=બાંધવામાં.
Firewood (ફાયરવુડ) બાળવાના લાકડા.
Bear (બેર) આપે છે.
Cocoanut (કોકોનટ) નાળીએરી.
Lime (લાઇમ) ખાટું લીંબું.
Tamarind (ટૅમરિન્ડ) આમલી.

Growing together=સાથે ઉગતા.
Wood (વુડ) જંગલ.
Forest (ફોરેસ્ટ)જંગલ; રાન; વન
Proverb (પ્રોવર્બ) કહેવત.
Is bent (બેન્ટ) વળે છે, વાંકી કરે છે.
Is inclined (ઇનકલાઇન્ડ) વળે છે, મરડાય છે.

---

## Forty third lesson.

Hunting (હન્ટિન્ગ) શિકારે.
Princess (પ્રિન્સેસ) રાણી.
Servants (સર્વન્ટઝ) ચાકરો.
Back (બૅક) પીઠ.
Was shouting (શાઉટિંગ) બુમ પાડતો હતો.
For (ફૉર) બદલે.
Crowd (ક્રાઉડ) ટોળું.
Idle people=આળસુ લોકો.
Followed=ની પાછળ પાછળ ગયું.
Laughing at him-તેને હસતું.
Remembered (રીમેમબર્ડ) યાદ આવ્યું.
Wait a minute=એક મિનિટ થોભ.
Shelf (શેલ્ફ) અભરાઇ, છાજલી.
Corner (કૉર્નર) ખુણો.
Magician (મૅજીશન) જાદુગર.
Remove (રીમુવ) ખસેડ; દુરકર.
Middle (મિડલ) મધ્યભાગ.
Deserts (ડેઝર્ટસ) રણ; જંગલ.
Africa (આફ્રિકા) આફ્રિકાખંડ.
Orders (ઑર્ડર્સ) હુકમ.
In front of=સામે.
Were shut=બંધ હતી.
Peeped (પીપ્ડ) છાનામાના જોતી હતી.
Do not consent=કબુલ નહીં થાઉં.
Pretend (પ્રીટેન્ડ) ઢોંગ કરવો.
Wine (વાઇન) દારૂ.
For ever (ફોર એવર) હમેશાં.
Poison (પોઇઝન) ઝેર.
Curtain (કરટન) પડદો.
Dead (ડેડ) મુવેલાં.
Rushed (રશ્ડ) ધસી ગયાં.
Seized (સીઝડ) પકડી લીધાં.
Bosom (બુઝમ) છાતી.
Happily (હૅપિલિ) સુખથી.
Account (ઍકાઉન્ટ) હેવાલ.

---

## Forty fourth

## lesson

King-Emperor ( કિંગ-એમ્પરર ) રાજા-શહેનશાહ.

Frontis piece (ફ્રૉન્ટિસપીસ) ચોપડીની શરૂઆતમાં આપેલું ચિત્ર.

Majesty (મૅજેસ્ટિ) નામદાર.

Was born ( ઉવૉઝ બૉર્ન ) જન્મ્યો હતો.

Always (ઑલ્વેઝ) હમેશાં.

Prince of Wales ( પ્રિન્સ ઑવ વૅલ્સ) રાજાનો મોટો છોકરો.

Heir (એર) વારસ.

Throne (થ્રોન) ગાદી.

To be trained ( ટ્રેઇન્ડ ) કેલવણી લેવી.

Officer (ઑફિસર) અમલદાર.

Navy (નેવિ) નૌકા.

Training ship (ટ્રેનિંગ-શિપ) જે વહાણમાં નૌકાશાસ્ત્ર શિખવવામાં આવે છે તે. કેળવણી લેવાનું વહાણ.

Britannia ( બ્રિટાનિયા ) વહાણનું નામ.

Teaching (ટીચિંગ) શિક્ષણ.

As a sailor (સેલર) ખલાસી કેળવણી તરીકે.

Captain ( કેપ્ટન ) કપતાન. નાખુદા (વહાણનો).

Married (મેરિડ) પરણ્યો.

Started (સ્ટાર્ટેડ) નિકળ્યો.

Trip (ટ્રિપ) સફર.

World (ઉવર્લ્ડ) દુનિયા.

Have travelled ( ટ્રાવેલ્ડ ) મુસાફરી કરી છે.

Have visited ( વીઝિટેડ ) મુલાકાત કીધી છે.

British empire ( બ્રિટિશ એમ્પાયર ) અંગ્રેજી રાજ્ય.

Voyage (વૉએજ) સફર.

Ophir (ઑફીર) આગબોટનું નામ.

Australia ( ઑસ્ટ્રેલીઆ ) ઑસ્ટ્રેલીઆ ખંડ.

Opened (ઓપન્ડ) ઉઘાડી.

Parliament (પાર્લમેન્ટ) રાજ્યસભા.

Common wealth ( કૉમન ઉવેલ્થ ) પ્રજાસત્તાક રાજ્ય.

Visited (વિઝિટેડ) મુલાકાત લીધી.

Newzeland ( ન્યુઝીલૅન્ડ ) બેટનું નામ.

Finished (ફિનિશ્ડ) પુરી કીધી.

**Calling** (કૉલિંગ) ઉતરીને.

**Canada** (કૅનેડા) દેશ છે.

**Newfoundland** (ન્યુફાઉન્ડલૅન્ડ) બેટ છે.

**Present** (પ્રેઝન્ટ) હાલનો.

**Landed** (લૅન્ડેડ) ઉતર્યો.

**Stayed** (સ્ટેડ) રહ્યા.

**Interest** (ઇન્ટરેસ્ટ) લાભ.

**Classes** (ક્લાસિઝ) વર્ગો.

**Were received** ( રિસીવ્ડ ) આવકાર મળ્યો.

**Home** (હોમ) વતન; દેશ.

**Khedive** (ખેડિવ) મિસર દેશના રાજાને એ નામે બોલાવે છે.

**Was to have paid**–આપવાનો હતો.

**Union** (યુનિઅન) એકસંપી.

**On account of**–લીધે.

**Duke** (ડ્યુક) પ્રિન્સ ઑફ વેલ્સથી ઉતરતા દરજ્જાનો ઇલ્કાબ.

**Duke of connaught** (ડ્યુક ઑફ કૉનૉટ) નામ છે.

**Named** (નેઇમ્ડ) નામના.

**Urdu** (ઉર્દૂ) ઉર્દૂ ભાષા.

**Liking** (લાઇકિંગ) પ્રીતિ; ચાહના.

**Table** (ટેબલ) કોઠો; વંશાવળી.

**Relations**(રીલેશન્સ)સગાવહાલા.

**Are mentioned** ( મેન્શન્ડ ) વર્ણવ્યાં છે.

**Mean** (મીન) અર્થ થાય છે.



## પાઠ ૧લો. ઘેટાં ને મેંઢાં.

આ ચિત્ર તરફ જુઓ. તેમાં ત્રણ ઘેટાં અને ત્રણ મેંઢાં છે. એક મેંઢું સુતું છે, એક મેંઢું ચાલે છે અને એક મેંઢું ઘાસ ખાય છે. ત્રણ ઘેટાં બધાં ઉભાં છે. ઘાસમાં ફુલો છે. ફુલો ધોળાં છે અને ઘેટાં ને મરઘાં ધોળાં છે. ઘેટાની પછવાડે પાણી, ઝાડ અને ઘર છે.

## પાઠ ૨જો સિંહ.

આ ચિત્રમાં એક સિંહ, એક સિંહણ અને ત્રણ બચ્ચાં છે. એક નાનો સિંહ સિંહનું બચ્ચું છે. સિંહણ સુતેલી છે ને મોટો સિંહ સિંહણની પછવાડે ઉભો છે. એક બચ્ચું સિંહણ પાસે સુતેલું છે અને બે બચ્ચાં રમે છે, આપણે સિંહ, સિંહણ ને તેનાં બચ્ચાંની આંખ, કાન અને પુંછડી જોઇએ છીએ. આપણે બે છોકરાં જોઇએ છીએ, તેઓ પાછળ ઉભા છે ને સિંહ તરફ જોય છે. છોકરાંઓ અંગ્રેજનાં છોકરાં છે. એક છોકરૂં છોકરી છે ને એક છોકરૂં છોકરો છે.

## પાઠ ૩જો નાળિએરનાં ઝાડ.

નાળિએરનાં ઝાડનું આ એક ચિત્ર છે. એક માણસ એક ઝાડ પર ચઢે છે. તેના ઉપર ઘણાં નાળિએર છે. ઝાડની પાછળ પાણી છે. ઝાડની પાછળ પાણી ભુરૂં છે, ગાડાની પાછળ તે રાતુ છે. ઘાસ લીલું છે. ઝાડ લીલાં છે અને નાળિએર રાતાં છે. બે બળદ ને એક ગાડું છે. બળદની પાસે એક માણસ છે. બળદ ધોળા છે. ગાડું બળદનું ગાડું છે. એક માણસે ધોળી પાઘડી પહેરી છે. એક માણસે રાતી પાઘડી પહેરી છે. આ ચિત્રમાં કાંઇ ઘેટાં, કાંઇ મેંઢાં ને કોઇ ઘર નથી. આપણે નાળિએરનાં ઝાડ ગણી શકીએ છીએ છ ઝાડ પાસે છે ને સોળ ઝાડ આઘાં છે. ઝાડ ઉપર સોળ નાળિએર છે.

## પાઠ ૪ થો એક હિંદી છોકરી.

પાસેના પાના ઉપર એક નાની હિંદી છોકરીનું ચિત્ર છે તેણે એક ભુરી સાડી, પીળું બદન અને એક રાતો ચણિયો પહેર્યો છે. તેના હાથમાં બંગડી છે ને તેના કાનમાં એરીંગ છે. તે મોહોલ્લામાં

ઉભી છે અને પોતાનો એક પગ પગથીઆપર મુકે છે. તેની પછવાડે લીલી બારીવાળું એક સફેદ ઘર છે. તે મોહોલ્લા હિંદુસ્તાનના એક શહેરમાં છે. ઘણાં માણસો મેહલ્લામાં ચાલે છે ને તેમની પછવાડે એક હાથી છે. એક ધોળી પાઘડીવાળો માણસ તે હાથી ઉપર છે. ઘર ઉંચા છે ને તેની પાછળ દહેરાં છે. આ દહેરાં ઘરો કરતાં ઉંચાં છે. હાથી લોકો કરતાં વધારે ઉંચો છે.

## પાઠ ૫ મો બે હાલરડાનાં ગીત.

ટીક–ટીક–ટીક. ઉંદર ઘડીઆળ ઉપર દોડે છે. ઘડીઆળમાં એક વાગે છે, ઉંદર નીચે દોડે છે. ટીક–ટીક–ટીક. નાનો ટોમી ટકકર પોતાના વાળુને માટે ગાય છે. તે શું ખાશે? ધોળી રોટલી ને માખણ. તે બીલકુલ છરી વગર તેને તે કેવી રીતે કાપશે? બીલકુલ બાયડી વગર તે કેવી રીતે પરણશે?

## પાઠ છઠો આગગાડીનો ડબ્બો.

આ ચિત્રમાંના લોકો એક આગગાડીના ડબામાં છે. તે લોકો અંગ્રેજ છે અને તેઓ હિંદુસ્તાનના લોક જેવા નથી. તેમાં એક બાપ, એક મા, એક નાનો છોકરો ને એક નાની છોકરી છે. બાપે (પરાળ) ઘાસની ટોપી પહેરી છે. તે તેની ઘડીઆળમાં જોય છે. નાની છોકરી બેઠક ઉપર બેઠી છે તેની પુતળી તેની પાસે પડેલી છે. તે બારીના પડદા સાથે રમે છે. નાનો છોકરો બેઠક ઉપર ઘુંટણીએ બેઠો છે. તે ગાડીને ધકકો મારવાને પ્રયત્ન કરે છે. તેણે (પરાળ) ઘાસની ટોપી, એક જાકીટ ને એક સુરવાળ પહેરી છે. નાની છોકરીએ સાડી પહેરી નથી. તેણે બંગડી પહેરી નથી. તેને તેના કાનમાં કાંઇ એરીંગ નથી. ગાડી હિંદુસ્તાનની ગાડી જેવી નથી. બારીઓ હિંદુસ્તાનની ગાડીમાંની ગાડીના જેવી નથી ને હિંદુસ્તાનની ગાડી વધારે મોટી હોય છે. આપણે ગાડી-માંનો સામાન શોધવાને યત્ન કરી શકીએ.

## પાઠ ૧૯મો હાથી.

અહિંઆં એક હાથી ને એક નાનું હિંદી બાળક જમીન પર બેઠેલું છે તેણે કપડું પહેરેલું છે. હાથીની પાસે પોતાની સુંઢમાં ઝાડની એક ડાળી છે. તે માખીને છોકરાથી દુર રાખવાને પ્રયત્ન કરે છે?

આપણે હાથીના મોટા કાન, અને નાની આંખ અને તેના લાંબા સફેદ દંતશુળ જોઇ શકીએ છીએ. હાથીને કેટલા દંતશુળ હોય છે? કેટલી આંખ હોય છે? કેટલા કાન હોય છે? ને કેટલા પગ હોય છે? ચિત્રમાં આપણે માત્ર એક દંતશુળ, એક કાન ને એક આંખ જોઇ શકીએ છીએ. આપણે તે બાળકનાં બે પગ, બે હાથ ને હાથીના ચાર પગ જોઇ શકીએ છીએ. આપણે ચિત્રમાં આકાશ, ઘાસ, એક નાનું દેહરૂં અને ત્રણ નાળિએરના ઝાડ જોઇ શકીએ છીએ. હાથી તે બાળક પાસે છે દેહરૂં ને ઝાડ આઘાં છે. હાથી દહેરાંને ઝાડ કરતાં વધારે ઉંચો દેખાય છે કારણ કે તે વધારે પાસે છે.

### પાઠ ૮ મો કુતરો.

અહિઆં એક પુલ ઉપર ઉભા રહેલા કુતરાનું ચિત્ર છે. તે પુલ ઝાડના થડનો બનાવેલો છે. કુતરો ભુરો અને સફેદ છે, ને તેનો પટો કાળો છે. તે કુતરા પાસે તેના મોંહમાં માંસનો એક કટકો છે. પુલ નીચે પાણી છે, અને કુતરો પાણીમાં પોતાને અને તેના માંસના કટકાનો પડછાયો જોય છે. તે પોતાના મનમાં કહે છે, આ ઠેકાણે પોતાના મોંહમાં માંસના કટકા સહીત બીજો કુતરો છે. તે મારા જેવો છે પણ તેનો માંસનો કટકો મારા કટકા કરતાં વધારે મોટો છે. પાણીમાંનો માંસનો કટકો ખરેખર તેના કટકા કરતાં વધારે મોટો નથી કારણકે તે એક પડછાયો છે. કુતરાના કાન લાંબા હોય છે, અને પુંછડી ટુંકી હોય છે. કેટલાક કુતરાને લાંબા કાન ને લાંબી પુંછડી હોય છે. બીજાને ટુંકા કાન ને ટુંકી પુછડી હોય છે. બીજાને ટુંકા કાન અને લાંબી પુછડી હોય છે. કુતરાને તેની ગરદનની આસપાસ એક પટો હોય છે કારણકે તેને એક શેઠ હોય છે. કેટલાક કુતરાને પટા હોતા નથી કેમકે તેને કોઇ શેઠ હોતા નથી.

### પાઠ ૯મો આગગાડીનું સ્ટેશન. (ઉભી રહેવાની જગા)

અહિંઆ એક અંગ્રેજી રેલવે સ્ટેશન છે. આપણે આગગાડીને પુલ નીચે થઇને આવતી જોઇએ છીએ. તે એક ઇનજીન અને ત્રણ

ગાડીઓની બનેલી છે અને તે લાંબી ગાડી નથી. લોકો ગાડીની રાહ જોતા પ્લેટ ફોર્મ ( ગાડીને ઉભા રહેવાની જગ્યા ) ઉપર છે. કેટલાક શાંત ઉભા છે. બીજા આમતેમ ફરે છે, અને બીજા નીચે બેઠા છે. આપણે તેને ગણી શકીશું. ત્રણ ગૃહસ્થ માણુસ, બે સ્ત્રી, એક નાનો છોકરો અને એક બાળક છે. એક ગૃહસ્થ માણુસ દાદરેથી દોડતો નીચે ઉતરે છે કારણુ કે તેને મોડું થયું છે અને ગાડી પકડવાની કોશીષ કરે છે. આપણે ચિત્રમાં 'પૉર્ટર્સ આર." એવા અક્ષરો વાંચી શકીએ છીએ. આ ખરેખર હેલકરીનો ઓરડો છે. હેલકરી સ્ટેશનનો મજુર છે. આપણે એક મજુરને સામાન સાથે ચિત્રમાં જોઇએ છીએ. વળી આપણે ચિત્રમાં "બુકિંગ ઓફીસ" (ટીકીટ આપવાની જગ્યા) એમ વાંચી શકીએ છીએ; લોકો ટીકીટ આપવાની જગ્યામાંથી ટીકીટ ખરીદ કરી શકે છે. આપણે બે ગૃહસ્થને ટીકીટ ઓફીસમાંથી બહાર આવતા જોઇએ છીએ.

## પાઠ ૧૦મો અર્થ વગરની કવિતા.

જૅક અને જીલ પાણીની તામડી લાવવાને ટેકરી પર ગયા, જૅક નીચે પડી ગયો અને તેનો મુગટ ભાંગ્યો અને જીલ તેની પછવાડે ગબડી પડી. એક ઘરડી સ્ત્રી ટેકરી નીચે રહેતી હતી. અને જો તે મરી નહી ગઇ હોય તો તે હજી સુધી ત્યાં રહે છે. બે પક્ષી એક પથ્થરા પર બેઠા હતા. એક ઉડી ગયું અને ત્યાર પછી ત્યાં એક રહ્યું. તેની પછવાડે બીજું ઉડી ગયું અને પછી ત્યાં કોઇ રહ્યું નહીં; અને ત્યારે તે બિચારો પથ્થર તદન એકલો રહ્યો.

## પાઠ ૧૧મો નિશાળનો ઓરડો.

આ ચિત્રમાં કેટલાક અંગ્રેજના છોકરા છે. તેઓ ડેસ્ક આગળ બેઠા છે. શીક્ષકે કાળાં પાટીઆં પર એક ઘણો સહેલો દાખલો લખ્યો છે. ત્રણુ છોકરા ઉદ્યોગી છે. તેમાંનો એક લખે છે. તે પોતાના જમણા હાથથી લખે છે, અને તે પોતાના ડાબા હાથથી કૉપીબુક પકડે છે. ત્રણુ ચોપડી જમીન ઉપર પડી છે એક છોકરો આળસુ છે, અને

પોતાની સ્લેટ ને એક પતંગીઆ સાથે રમે છે. તે પતંગીઆને પોતાની સ્લેટ ઉપર ચલાવવાને પ્રયત્ન કરે છે. તે દાખલાને ઘણો અઘરો ધારે છે કારણ કે તે આળસુ છે. આપણે મહેતાજીને જોઇ શકતા નથી. કારણ કે તે બ્હાર ગયા છે. તમે તેને બીજા ચીત્રમાં જોશો. છોકરાઓ ડગલા ને પાટલુન પહેરે છે અને તેની ગરદનની આસપાસ પટા છે, તે પટા આઠમા પાઠના કુતરાના પટા જેવા નથી.

## પાઠ ૧૨ મો નિશાળનો ઓરડો ફરીથી.

અહીઆં નિશાળના ઓરડાનું બીજું ચિત્ર છે, હવે આપણે મહેતાજીને જોઇએ છીએ. તેને દાઢી છે, ને છોકરાં કરતાં વધારે લાંબો ડગલો તેણે પહેર્યો છે. તેના જમણા હાથમાં તેણે સફેદ ચાકનો લાંબો કટકો પકડેલો છે. તેણે હમણાંજ એક સવાલ પુછયો છે. બે છોકરા ઉભા છે. એક આળસુ છે ને જવાબ દઈ શકતો નથી. બીજો મહેતાજીના સવાલનો જવાબ આપે છે. બીજા છોકરા બેઠા છે ને જવાબ સાંભળે છે. એક છોકરો પોતાની સ્લેટ પોતાની ધુંટણપર પકડે છે. તેની ચોપડી તેની પાસે જમીનપર પડેલી છે. તે તેની આગળ સફાઈથી મુકી નથી. દીવાલ ઉપર બે નકશા છે. એક કદાચ હીંદુસ્તાનનો નકશો હશે, આપણે તેને ખુલ્લી રીતે જોઇ શકતા નથી અને બીજા નકશામાં આપણે કાંઇ જોઈ શકતા નથી. મહેતાજીએ કાળા પાટીઆ પર હજી કાંઈ લખ્યું નથી. કદાચ તે માત્ર હમણા પાઠ શરૂ કરે છે.

## પાઠ ૧૩મો. મેરીનું મેઢું.

મેરી પાસે એક નાનું મેઢું હતું. તેનું ઉન બરફ જેવું ધોળું હતું. અને દરેક ઠેકાણે જ્યાં મેરી જતી ત્યાં મેઢું ખચીતજ જતું. તે એક દીવસ તેની પાછળ નિશાળે ગયું. તે કાયદા વિરૂદ્ધ હતું. નિશાળમાં એક મેઢાંને જોઇને છોકરાંને હસવું આવ્યું ને રમ્યાં અને તેથી શિક્ષકે તેને બહાર કાઢી મુકયું. પણ તેની પાસે હજી રસલ્યાં કર્યું ને મેરી આવી ત્યાં સુધી આમતેમ ધીરજથી રાહ જોતું ઉભું રહ્યું.

## પાઠ ૧૪મો શોધ કરનાર અને વાંદરો.

આ ચિત્રોમાંનો માણુસ શોધ કરનાર છે. જ્યારે જંગલમાં થઇને મુસાફરી કરતાં તેને એક માંદો વાંદરો જડયો. તે જમીનપર પડેલો છે ને આમતેમ દોડી શકતો નથી. તે ઝાડપર ચઢી શકતો નથી તેની પાસે તેના એક હાથમાં તેની બંદુક છે અને તેનો બીજો હાથ ઘુંટણુ પર. મુકીને તે માંદા વાંદરા તરફ જોતો ઉભો છે. બીજા ચિત્રમાં આપણે તેને વાંદરાને પોતાના ખભા પર ઉંચકી લઇ જતો જોઇએ છીએ. ઘણા દિવસ સુધી તેને લઇને ચાલ્યો છે, અને તે વાંદરો વધારે વાર માંદો નથી. ત્રીજા ચિત્રમાં આપણે તે શોધ કરનારને મોટા સંકટમાં જોઇએ છીએ. તે પોતાનું સઘળું પાણી પી ગયો છે અને તેનો સીસો તેની પાસે ખાલી પડેલો છે. તેને ઘણી તરસ લાગી છે. તે વધારે વાર ચાલી શકતો નથી કે વાંદરાને ઉંચકી શકતો નથી. ચોથા ચિત્રમાં વાંદરો તે શોધ કરનારને માટે એક નાળિએર લાવવાને ઝાડ ઉપર ચઢે છે. તે પછીનાં ચિત્રમાં તે શોધ કરનારને નાળિએરનું દુધ પીતાં આપણે જોઇએ છીએ કે જે વખતે વાંદરો જોયાં કરે છે. પીધા પછી તે શોધ કરનાર ચાલી શકે છે ને છેલ્લા ચિત્રમાં તે ફરીથી વાંદરાને પોતાના ખભાપર ઉંચકી જાય છે. વાંદરો તે માણુસ તરફ માયાળુ હતો કારણકે તે માણુસ પહેલાં તે વાંદરા તરફ માયાળુ હતો.

## પાઠ ૧૫મો શિયાળ અને ચાંચડ.

કોઇએક શિયાળ ચાંચડથી બહુ હેરાન થતો હતો, તે તેને અતિશય કરડતા. આખરે તેનું કાસળ કાઢવાનો એક ઉપાય તેને સુઝી આવ્યો. તે એક તળાવ પાસે ગયો ને પોતાના મોહમાં એક સુકી લાકડી લીધી. પછી તે ધીમે ધીમે પાણીમાં ચાલ્યો. પછી તેના પગ ઉપરના ચાંચડ પગના ઉપલા ભાગ ઉપર ઉંચે કુદવા માંડયા. પછી તે પાણીમાં વધારે દુર ગયો ને ચાંચડ તેના પગ પરથી તેના શરીર ઉપર કુદી આવ્યા. પછી તે વધારે દુર ગયો અને ચાંચડ તેના શરીર ઉપરથી તેના માથા ઉપર કુદીને

આવ્યા. આખરે તેણે પોતાનું માથું પાણી નીચે ખોસ્યુ અને ચાંચડ તેના મોંમાંથી નીકળી લાકડી ઉપર કુદીને ગયા. તેણે પછી લાકડીને પાણીમાં મુકી દીધી ને ઝડપથી દોડી ગયો, અને આ રીતે સઘળાં ચાંચડનું કાસળ કાઢયું.

## પાઠ ૧૬મો બહાદુર છોકરો.

પહેલાં ચિત્રમાં આપણે એક છોકરો ને છોકરી જોઇએ છીએ. તેઓ ફરવાને નિકળ્યાં છે ઘણે દુર આપણે તેઓના બાપનું ઘર જોઇ શકીએ છીએ. આપણે વળી માણસોના ટોળામાંથી એક કુતરાને દોડી આવતો જોઇએ છીએ. છોકરીએ પોતાનો હાથ છોકરાના હાથ ઉપર મુકયો છે, અને કહે છે જો પેલો હડખાયો કુતરો છે. બીજા ચિત્રમાં કુતરો ઘણો નજદીક આવ્યો છે ને છોકરો પોતાનો ડગલો ઉતારે છે. તેની બહેન ઘણી બીધી છે પણ તેણે તેનું રક્ષણ કરવાનો ઠરાવ કર્યો છે. હવે છોકરાએ પોતાનો ડગલો પોતાના હાથથી આસપાસ લપેટયો છે. તેની બહેન હજી વધારે બીહે છે. તે જમીનપર ઘુંટણીએ પડે છે અને પોતાના હાથથી પોતાનું મોં સંતાડે છે. તે કુતરો તે છોકરા ઉપર કુદકો મારે છે અને માણસો પોતાના હાથમાં લાકડી લઇને વધારે પાસે આવ્યા છે. આ ચિત્રમાં કુતરાએ તે છોકરાને કરડવાને પ્રયત્ન કર્યો છે પણ તેણે માત્ર તેનો ડગલો કરડયો છે. જેવામાં તેનાં દાંત તેમાં સજ્જડ બેઠા છે ત્યારે માણસો આવી પહોંચ્યા છે અને તેમાંનો એક હમણાં તે કુતરાને મારવાને પોતાની લાકડી ઉગામે છે. છેલ્લા ચિત્રમાં કુતરાને મારી નાંખ્યો છે, ને છોકરીએ પોતાની માને કહ્યું છે હું ઘણી બીધી હતી પણ મારો ભાઇ બીધો ન હતો; અને તેણે હડખાયલા કુતરાથી મારું રક્ષણ કર્યું, અને તેઓની મા કહે છે "મારો બહાદુર છોકરો."

## પાઠ ૧૭મો શહેર અને ગામડું.

અહિંઆ એક ભીડી શહેરના મોહોલ્લાનું ચિત્ર છે. તેની બંને બાજુએ લોકોને રહેવા માટે પથર ને ઇંટના બાંધેલાં ઘણાં સુંદર ઘરો છે, ડાબી બાજુએ એક નાનું દહેરું છે ને તેની પાસે ઝાડ [illegible]ાં છે.

બહાર મોહોલ્લામાં સૂર્ય ચકચકિત રીતે પ્રકાશે છે ને ઘણો તાપ પડે છે. ઝાડ નીચે છાંયડો છે ને તે વધારે ઠંડકવાળો છે. ઝાડના છાયડામાં એક મદારી બેઠો છે. તે વાંસળી વગાડે છે, ને એક નાગને નચાવે છે. એક સ્ત્રી પોતાના માથા ઉપર પાણીનો ઘડો પકડીને તે મદારીની પછવાડે ઉભી છે. બીજી સ્ત્રી પોતાના માથા ઉપર ટોપલી સહીત તે નાગ જોવાને ઉભી રહી છે. તેની પાસે એક નાની છોકરી છે. જોવાને માટે ત્રણ માણસો બેઠા છે. ઘણે દુર એક માણસ એક વાંસ ઉપર લટકાવેલી ટોપલીઓ લઈ જાય છે. કદાચ તે પોતાના મનમાં કહે છે, આ બધા લોકો શું જોતા હશે? હજી વધારે છેટે બળદથી ખેંચાતું એક પાણીનું ગાડું આપણે જોઈ શકીએ છીએ, અને છેક આઘે ટોળાં ઉપર હાથી દેખાય છે. બીજા ચિત્રમાં વળી એક મહોલ્લો છે. તેનાં ઘર પથ્થર કે ઇટનાં બાંધેલાં નથી અને પહેલા ચિત્રમાંના કરતાં વધારે નાના છે. તેઓના છાપરાં પરાળનાં છે. આ મહોલ્લો મદ્રાસ ઇલાકાના એક ગામડાંનો છે. મહોલ્લામાં એક બળદ ગાડી ને કેટલાક લોકો છે. એક અંગ્રેજ છે. કદાચ તે હમણાં ગાડીમાંથી ઉતર્યો છે. તેણે એક ડગલો અને પાટલુન ને એક ધોળી ટોપી પહેરી છે. ઘરની પછવાડે એક મોટું વડનું ઝાડ ઉગ્યું છે, અને છેટે આપણે નાળિએરનાં ઝાડ જોઈ શકીએ છીએ.

## પાઠ ૧૮મો શિયાળ અને કરચલાં.

એક શિયાળ રડતો એક તળાવના પુસ્તા ઉપર બેઠો હતો. ઘણાં કરચલાં પુસ્તાના દરમાં રહેતાં હતા અને તેને રડતાં સાંભળીને તેઓ બહાર આવ્યાં અને પુછયું તું શા માટે રડે છે? શિયાળે જવાબ દીધો, કારણ કે મારાં સગાંએ મને જંગલમાંથી બહાર કાઢી મુક્યો છે. તે કરચલાંએ પુછયું, તેણે તને જંગલમાંથી શા માટે કાઢી મુક્યો કારણકે કરચલાંને પકડવાને તેની સાથે જવાની મેં ના કહી. કરચલાંએ કહ્યું, અરે માયાળુ શિયાળ અમારી સાથે આવીને રહે ને અમારૂં રક્ષણ કર. તે શિયાળે કબુલાત આપી. બીજે દીવસે રાત્રે

ચંદ્ર ચકચકીત રીતે પ્રકાશ્યો. શિયાળે ચંદ્રની પ્રકાશમાં પોતાની સાથે ફરવાને કરચલાને પુછ્યું પણ તેઓએ કહ્યું, ના, અમારા દરમાંથી જવામાં અમને ધાસ્તી લાગે છે. શિયાળે કહ્યું બીતા નહીં, હું તમારૂં રક્ષણ કરીશ. પછી તેઓ બધા તેની સાથે જંગલમાં ગયા. જ્યારે તે ઝાડના છાંયડાની નીચે આવ્યા, ત્યારે શિયાળે બુમ પાડી અને એકદમ તેનાં સઘળાં સગાં જંગલમાંથી બહાર નીકળી આવ્યા—તે તેની પછવાડે દોડયાં ને બધાં શીયાળો એકદમ કરચલાને પકડવા માંડયા. આખરે ગરીબ કરચલાં બધાં પકડાયાં ને શીયાળો તેને ખાઈ ગયાં.

## પાઠ ૧૯મો ખંધો છોકરો.

એક ખંધો છોકરો હતો તે લોકોને જોવાને સ્કોટલાંડ નાસી ગયો, ત્યારપછી તેને માલુમ પડયું કે ત્યાંની જમીન ઇંગ્લાંડ જેવી સખત હતી. વાર તેટલોજ લાંબો હતો, ગીત તેટલુંજ આનંદી હતું, આલુ તેટલાંજ રાતા હતાં, સીસું તેટલુંજ ભારે હતું, ચાર કુંડી એંસી હતી, બારણું તેટલુંજ લાકડાનું હતું. એ પ્રમાણે તે પોતાના જોડા પહેરીને ઉભો રહ્યો, અને તે આશ્ચર્ય પામ્યો, તે આશ્ચર્ય પામ્યો. તેના જોડા પહેરીને ઉભો રહ્યો. અને તે આશ્ચર્ય પામ્યો.

## પાઠ ૨૦મો જમીન માર્ગે મુસાફરી કરવા વિષે.

ઘણી જગ્યાઓ આગગાડીની સડક ઉપર હોતી નથી, ને લોકોએ પગ રસ્તે ત્યાં જવાને મુસાફરી કરવી જોઇએ. તેઓ વારંવાર બળદનું ગાડું વાપરે છે. અહિંયાં એક બળદના ગાડાનું ચિત્ર છે. તેને બે પૈડાં છે અને બે બળદોથી ખેંચવામાં આવે છે, તે સુંદર ખુંધ તેમજ મજબુત પગવાળાં ખુબસુરત પ્રાણી છે.

હાંકનાર પોતાના હાથમાં ચાબકો લઇ તેની વચમાં ઉભો રહે છે. તડકો ને વરસાદથી મુસાફરોનું રક્ષણ કરવાને તે ગાડી ઉપર સાદડીનું ઢાંકણુ હોય છે. બળદને ખાવા માટે પરાળ તે ઢાંકણુ ઉપર બાંધવામાં આવે છે અને બેસવા માટે અંદર પરાળ હોય છે.

તે ગાડાંના મથાળાં ઉપરથી એક વાસણ લટકે છે. કદાચ તે હાંકનારનું રાંધવાનું વાસણ છે. ગાડાંના પાછળ એક ઘરડો માણસ ઉભો છે. કદાચ તે ગાડાંમાં મુસાફરી કરશે. બળદના ગાડાંની મુસાફરી ધીમી હોય છે. બળદ કલાકના બે ત્રણ માઇલ કરતાં વધારે ઝડપથી જતા નથી. લોકો વારંવાર બળદના ગાડામાં રાત્રે મુસાફરી કરે છે, કારણ કે તે વખતે વધારે ઠંડક હોય છે અને તેઓ સારી રીતે ઉંઘી શકે છે.

બીજું ચિત્ર ટાંગા નામની એક ઘણી ખુબ સુરત નાની ગાડી બતાવે છે. તે વળી બે બળદથી ખેંચવામાં આવે છે પણ તે પહેલાં ચિત્રમાંના બળદ કરતાં વધારે નાના હોય છે, તે કદાચ કલાકની છ સાત માઇલ ટુંકી ચાલે ચાલી શકે છે.

આના જેવા ટાંગા મધ્યપ્રાંતમાં વપરાય છે. હાંકનાર બહાર બેસે છે, અને ચાર મુસાફર અંદર બેસે છે. પણ તેઓ ઘણો ઘણો સામાન લઇ શકતા નથી.

## પાઠ ૨૧મો સહનશીલ નાની છોકરી.

એક વખત જ્યારે હિંદુસ્તાનમાં દુકાળ પડયો હતો ત્યારે અમુક ગામડાંનાં છોકરાં એક પૈસાદાર માણસને ઘેર ગયાં ને રોટલી માંગી. જ્યારે તેણે તેમને જોયાં ત્યારે તેણે કહ્યું, હું દરરોજ એક બાળકને એક આખી રોટલી આપીશ.

તેથી તેના ચાકરો રોટલીની ભરેલી એક મોટી ટોપલી લાવ્યા. અને છોકરાઓ પોતાની રોટલી લેવાને ગયાં. દરેક બાળકે મોટામાં મોટી રોટલી લેવાને ઇચ્છયુંઅને તેઓ સઘળાંએ ખેંચતાણ કરી અને તે લેવાને મારામારી કરી.

એક નાની છોકરી લડી નહિ, પણ શાંત રીતે રાહ જોતી ઉભી રહી જ્યારે બીજાં બધાં છોકરાંઓ પોતાનો રોટલો લઇ રહ્યાં ત્યારે તે ટોપલી પાસે ગઇ, માત્ર એક રોટલી રહી હતી તે સૌથી નાની હતી. બીજે દીવસે જ્યારે છોકરાં પોતાનો રોટલો લેવાને આવ્યા ત્યારે તેઓએ ફરીથી ખેંચતાણ કરીને મારામારી કરી. તે નાની છોકરી ફરીથી શાંત રીતે રાહ જોતી ઉભી રહી, અને છેલ્લી રોટલી લીધી, ફરીથી તે સૌથી નાની રોટલી હતી તે તેને પોતાની મા પાસે લઇ ગઇ અને જ્યારે તેણે

તેને કાપ્યો ત્યારે બે રૂપીઆ પડયા. ત્યારે તેની માએ કહ્યું, આમાં ભુલ થઇ છે. તે પૈસાદાર માણસ પાસે રૂપીઆ પાછા લઇ જા, પણ તે પૈસાદાર માણસે રૂપીઆ લેવાને ના કહી એવું કહીને કે આમાં કાંઇ ભુલ નથી. જ્યારે મારા ચાકરોએ રોટલા સેકયા ત્યારે તેઓએ સૌથી નાના રોટલામાં બે રૂપીઆ મુકયા. ધીરજથી રાહ જોતાં ઉભાં રહેવા માટે તે તારાં ઇનામનાં છે.

## પાઠ ૨૨મો દેવતા.

દેવતાનો ઉપયોગ ઘણી રીતે થાય છે. સઘળા દેશોમાં તે રાંધવાને માટે વપરાય છે. તે વગર ચોખા ને કઢી રાંધી શકાય નહિ, ઘી બનાવી શકાય નહિ, ને રોટલી શેકી શકાય નહિ. નાહવાને માટે અને લુગડાં ધોવા માટે પાણી ગરમ કરવાને તે વળી વપરાય છે. ઘણી ઉપયોગી ચીજો લોઢાં ને ત્રાંબાની બને છે. ને સુંદર ઘરેણાં સોના અને રૂપાનાં બને છે. આ ચીજો લુહાર, કંસારા, સોની ને રૂપાના દાગીના બનાવનારા જે સઘળા દેવતા વાપરે છે તેનાથી બનાવવામાં આવે છે. લુહાર લોઢું ગરમ રાતું ચોળ કરવાને તે વાપરે છે ત્યારે તે નરમ થાય છે અને તેને હથોડા વતી ટીપીને તેની ઘણી ઉપયોગી ચીજો તેઓ બનાવી શકે છે. કંસારા જે ત્રાંબાનાં વાસણ બનાવે છે તેનાથી અને સોનીને રૂપાના દાગીના બનાવનાર જે સોના રૂપાંના ઘરેણાં બનાવે છે તેનાથી દેવતા વળી વપરાય છે. આગગાડીઓ ઇનજીનથી ખેંચાય છે જે ઇનજીનો વરાળથી ચાલે છે. વરાળ બનાવવાને માટે પાણી ગરમ કરવું જોઇએ. આપણે લાકડા અથવા કોયલા બાળીને દેવતા મેળવીએ છીએ. અને સળગાવવાને આપણે દીવાસળી વાપરીએ છીએ. દીવાસળી એ ભુરા અથવા રાતા માથાવાળો લાકડાનો કટકો છે, જે જ્યારે ઘસવામાં આવે છે ત્યારે બળે છે. હિંદુસ્તાનમાં દીવાસળી બનતી નથી. તે બીજા દેશોથી આવે છે. જેના નામ તમે દીવાસળીની પેટી ઉપર વાંચી શકશો. આમાંના કેટલાક ઇગ્લાંડ, સ્વીડન અને જાપાન છે. દરેક પેટીમાં ઘણી દીવાસળી હોય છે.

## પાઠ ૨૩ મો. બે કંજુસો.

એક દીવસ બે કંજુસ જે સાથે મુસાફરી કરતા હતા તે ખાવાને બેઠા. એકની પાસે ઘીનું ઘણું નાનું વાસણ હતું, જેમાં રોટલી પોતાના મોંમાં મુકતા પહેલાં તે બોળતો, બીજા કંજુસે કહ્યું આ રીતે તું તારૂં ઘી શા માટે નકામું વાપરી નાંખે છે? ખાવાની આ મારી રીત જો. તેણે પછી એક નાનું વાસણ જેને તળીએ ઘણુંજ થોડું ઘી હતું તે વાસણને એક આખો રોટલો બહાર કાઢયાં. તેણે દીવાળમાં એક ખીલા ઉપર તે વાસણ ટાંગ્યું ને પોતનો રોટલો ખાવા માંડયો. પોતાના મોંમાં રોટલાનો દરેક કટકો મુકતાં પહેલાં તે ઘીના વાસણને બતાવતો. બીજા કંજુસે ખાવાની તેની કાળજી વાળી રીતના ઘણાજ વખાણ કર્યાં જે રીતને તેણે "રોટલો અને આંગળી કરીને બતાવવું" એવું નામ આપ્યું.

## પાઠ ૨૪ મો પાણી

આપણે દેવતા કરતાં પણ પાણીની વધારે જરૂર છે. આપણને તેને પીવા માટે, રાંધવા માટે, નહાવા માટે ને આપણાં કપડાં ધોવા માટે જરૂર છે. તેના વગર ચોખા ઉકાળી શકાય નહિ, રોટલી બનાવી શકાય નહિ, અથવા આપણી જાતને આપણે સ્વચ્છ રાખી શકીએ નહિ. વળી ખેડુતને તેઓનો પાક ઉગાડવાને તેની જરૂર છે; પાણી વરસાદ રૂપે પૃથ્વી ઉપર પડે છે. હિંદુસ્તાનના ઘણાખરા ભાગમાં જુનથી સપ્ટેંબર સુધીના મહીનામાં ઘણો વરસાદ પડે છે. હિંદુસ્તાનના અગ્નિ ખુણામાં અકટોબરથી જાનેવારી સુધી ઘણો વરસાદ પડે છે. ઘણું ખરૂં પાણી જે વરસાદરૂપે પડે છે તે ઝરામાં ને નદીમાં વહે છે તેમાંનું થોડું તળાવમાં એકઠું થાય છે. તેમાંનું થોડું જમીનમાં થઇને કુવામાં વહે છે. લોકો નદીમાં ઝરામાં ને તળાવમાં નાહે છે ને પોતાનાં કપડાં ધોય છે. આ સઘળા કામ માટે તેમાંથી ને કુવામાંથી પાણી વાપરે છે ખેડુતો વળી પોતાનો પાક ઉગાડવાને નદી ઝરા ને તળાવમાંથી પાણી લેછે. તેઓ વળી આ કામને માટે કુવામાંથી ખેંચી કાઢે છે. કોઇ કોઇ વખત હિંદુસ્તાનમાં વરસાદ આવતો નથી. નદી, તળાવ ને કુવા સુકાઇ જાય છે. ખેડુતો ને પાણી મળી શકતું નથી, તેનો પાક ઉગતો નથી અને દુકાળ પડે છે.

## પાઠ ૨૫ મો. એક પક્ષીએ શું વિચાર્યું.

હું પહેલાં એક નાના ઘરમાં રહેતું હતું અને ત્યાં ઘણી સારી રીતે રહેતું હતું. મારે મન દુનિઆ નાની અને ગોળ ને ફીકા આસમાની રંગના કોટલાની બનાવેલી હતી. પછી હું એક નાના માળામાં રહેતું હતું અથવા મારે કોઇ બીજા માળાની ગરજ નહોતી. મેં વિચાર્યું કે દુનિઆ પરાળની બનાવેલી હતી અને મારી માથી ઢંકાયલી હતી. એક દિવસ મને શું મળી શકે છે તે જોવા હું મારા માળામાંથી પાંખ ફફડાવતું બહાર નીકળ્યું. મેં કહ્યું, દુનિયા પાંદડાંની બનાવેલી છે. હું ઘણું આંધળું છું. આખરે હું ઝાડની પેલીમેર ઉડી ગયું. ને આકાશને ઘણું ભુરું જોયું. હવે દુનિઆ ખરેખર કેવી રીતે બનાવી છે તે હું કહી શકતું નથી, તમે કહી શકશો ?

## પાઠ ૨૬ મો. રૂપાનો ઘાટ ઘડનાર સોનીને બંગડી.

રૂપાનો ઘાટ ઘડનાર સોની વારંવાર જે રૂપું તેને ઘરેણાં બનાવવાને આપવામાં આવે છે તેમાં ઘણું ત્રાંબું અપ્રમાણિક રીતે મેળવે છે. તે સોનીની માએ એક વખત પોતાને માટે ચોખ્ખા રૂપાની એક બંગડી કરવાને તેને પૂછ્યું. તેણે જવાબ દીધો, તું મારી મા છે. જે મને ચાહે છે, તેટલા માટે તારી તરફ હું પ્રમાણિકપણે ચાલીશ. તેથી તેણે તેનો દેવતા સળગાવ્યો અને એક મોટી બગડી બનાવી જે તેણે તેની માને આપી. પણ તેણે તે ચોખ્ખા રૂપાની બનાવી નહિ, તેણે તેમાં થોડું ત્રાંબું નાંખ્યું ને થોડુંક રૂપું પોતાને માટે રાખ્યું. પછી તે સુતો પણ ઉંઘી શકયો નહિ. તેને માત્ર એટલોજ વિચાર આવ્યો કે મેં ખોટું કર્યું છે. મેં જરાપણ ત્રાંબા વગરની રૂપાની બંગડી બનાવી નથી. આખરે તે ઉઠયો અને તેની મા જે ઉંઘતી હતી તેના હાથમાંથી બંગડી ઉતારી લીધી. પછી તેણે તેનો દેવતા સળગાવ્યો ને થોડું વધારે રૂપુ પીગાળ્યું. આ વખત તેમાં તેણે બીલકુલ ત્રાંબું મેળવ્યું નહિ. અને બીજી બંગડી બનાવી જે તેણે તેની માને હાથે પહેરાવી. આ પછી તે ઉંઘી શકયો.

## પાઠ ૨૭ મો. ધાતુ અને લોઢું.

લોઢું, ત્રાંબું, સોનું અને રૂપું એ સઘળી ધાતુ છે અને બીજી ઘણી છે. આમાંની કેટલીક સીસું, જસત છે. ધાતુ એક બીજીથી ઘણી જુદી છે. કેટલીક ધાતુ બીજી કરતાં ઘણી કઠણ છે, કેટલીક વધારે નરમ છે. કેટલીક વધારે ચકચકિત રીતે પ્રકાશે છે, કેટલીક વધારે ભારે છે. જે ધાતુ વિષે કહેવામાં આવ્યું છે તેમાં લોઢું ઘણું સખત છે, સીસું અને જસત કરતાં વધારે ચકચકિત રીતે પ્રકાશે છે. રંગમાં વળી ધાતુ એક એક બીજાથી જુદી પડે છે. ત્રાંબું રાતું છે, સોનું પીળું છે, બીજી ધાતુ સફેદ છે. પણ લોઢાને અને સીસાને જ્યારે ઘસીને ચકચકતાં કરવામાં આવતાં નથી ત્યારે વારંવાર લગભગ કાળાં દેખાય છે. સઘળી ધાતું કરતાં લોઢું આપણને ઘણુંજ ઉપયોગી છે કારણ કે તે ઘણુંજ કઠણ છે. ઓજારો લોઢું કે પોલાદ જે ઘણું સખત લોઢું છે તેના બનાવવામાં આવે છે. કુહાડા, કરવત અને ફરસી એ બધાં ઓજારો છે. તે વગર ઘર બાંધી શકાતાં નથી અને ખુરશી, મેજ, અને પલંગ બનાવી શકાતાં પોલાદ વગર આપણને આગગાડી મળી શકે નહિ. એનજીન તેના બને છે, અને પાટા ને ગાડીનાં પૈડાં પણ તેનાં બને છે. લોઢું અને પોલાદ વળી ગાડાં ને ગાડીઓ બનાવવામાં વપરાય છે. તરવાર અને બંદુકો જેથી સિપાઇઓ લડે છે તે વળી લોઢાં ને પોલાદની બનાવવામાં આવે છે.

## પાઠ ૨૮મો. પડછાયા.

દરેક દેશના લોક વિષે એવું કહેવાય છે કે તેઓને પોતાનાં લક્ષણ હોય છે. પઠાણ વિષે એવું કહેવાય છે કે તે ઘણા મગરૂર, અફગાન ઘણા હઠીલા અને બાનરના લોકો અથવા બાનરવલ ઘણા મુર્ખ હોય છે. આ છેલ્લા લોકો વિષે ઘણી વાર્તા કહેવાય છે જેમાંની આ એક છે. એક વખત એક નાના બેનરવાલે પોતાનાં મોહમાં પોતાની બે આંગળી

પકડીને પાણીના ભરેલા વાસણમાં જોયું અને તેમાં પોતાનો પડછાયો જોયો. તેણે કહ્યું, ઓ, મા, ઓ, મા, આ વાસણમાં રોટલીની માંગણી કરતું એક બાળક છે. માએ પોતાનો ધણી જે પાસે સુતો હતો તેને બુમ પાડી. અને પોતાનોજ પડછાયો જોઇને કહ્યું, હે સ્ત્રી, હે સ્ત્રી આમાં છોકરૂં નથી પણ એક કદરૂપો ચોર છે જે બહાર કુદી આવશે અને આપણુ બધાંને મારી નાંખશે એવું કહીને તેણે એક મોટો પથર લીધો. અને તે ચોરને મારી નાંખવાની ઇચ્છાથી પાણીમાં તેને ફેંકયો, પછી તેણે ફરીથી જોયું અને પથરથી હાલેલું પાણી માત્ર જોઇને તેણે પોતાની સ્ત્રીને કહ્યું આ ચોર ઘણો ચંચળ હતો, તે નાશી ગયો છે. સ્ત્રીએ કહ્યું તે કયાં ગયો હશે? ધણીએ કહ્યું, તે કયાં ગયો છે તે હું કહી શકતો નથી. પણ તે આ ઘરને ફરીથી હેરાન કરશે નહિ.

## પાઠ ૨૯મો. મારી સુંદર કુમારિકા તમે કયાં જાઓ છો?

મારી સુંદર કુમારીકા તમે કયાં જાઓ છો? તેણે કહ્યું, સાહેબ હું દુધ દોહવા જાઉં છું, તેણે કહ્યું, સાહેબ, તેણે કહ્યું સાહેબ, તેણે કહ્યું, સાહેબ હું દુધ દોહવા જાઉં છું. મારી સુંદર કુમારીકા, હું તમારી સાથે આવું, તેણે કહ્યું, મહેરબાન સાહેબ, હા, જો તમારી મરજી હોય તો, તેણે કહ્યું, સાહેબ, તેણે કહ્યું, સાહેબ, તેણે કહ્યું, મહેરબાન સાહેબ, હા, જો તમારી મરજી હોય તો. મારી સુંદર કુમારીકા. તારો બાપ શું ધંધો કરે છે. તેણે કહ્યું, સાહેબ, મારો બાપ ખેડુત છે, તેણે કહ્યું, સાહેબ, તેણે કહ્યું, સાહેબ, તેણે કહ્યું, સાહેબ મારો બાપ ખેડુત છે. મારી સુંદર કુમારીકા તમારી પાસે કેટલી પુંજી છે. તેણે કહ્યું, સાહેબ મારો ચહેરો માત્ર પુંજી છે.' તેણે કહ્યું. સાહેબ, તેણે કહ્યું, સાહેબ, તેણે કહ્યું, સાહેબ, મારો ચહેરો મારી પુંજી છે. મારી સુંદર કુમારીકા, ત્યારે હું તમને પરણી શકતો નથી. મારી સુંદર કુમારીકા, મારી સુંદર કુમારીકા, ત્યારે મારી સુંદર કુમારીકા હું તમને પરણી શકતો નથી. તેણે કહ્યું, મહેરબાન સાહેબ તમને કોઇએ માંગણી કરી નહોતી.

## પાઠ ૩૦ મો. ત્રાંબું, જસત, પીત્તળ ને કાંસું.

ત્રાંબાને સુંદર લાલ રંગ હોય છે, તેને સાફ કરીને અથવા ઘસીને ઘણું ચકચકતું બનાવી શકાય છે. તે લોઢાના જેટલું કઠણ કે સીસાં જેટલું ભારે હોતું નથી. કંસારા તેને હથોડાવતી ટીપીને તેનો કોઇપણ ઘાટ કરી શકે છે. પાણી ભરવાનાં વાસણ ને રાંધવાના વાસણ વારંવાર ત્રાંબાનાં બનાવાય છે. જસત એવી ધાતુ છે કે જેને વિષે અગાઉ કહેવામાં આવ્યું નથી. તે રંગે લગભગ ધોળું હોય છે. પીતળ એ ત્રાંબુને જસતની મેળવણીનું છે. આ ધાતુને એકઠી ઓગાળવામાં આવે છે અને આ પ્રમાણે એક નવી ધાતુ બને છે જે ત્રાંબા જેવી રાતી કે જસત જેવી ધોળી હોતી નથી, પણ લગભગ સોના જેવી સુંદર પીળા રંગની હોય છે. સઘળી જાત ને ઘાટના વાસણો પીતળના બને છે અને વળી ફાનસ અને બીજી ઘણી ઉપયોગી ચીજો પીતળથી બને છે. કાંસું એ કલાઇ કહેવાતી બીજી સફેદ ધાતુની ત્રાંબા સાથેની મેળવણી છે. તેનો રંગ ભુરો છે ને પીતળના જેટલી ચળકતી ઘસીને તે બનાવી શકાતી નથી. પાઆના અડધા આનાના સિક્કાઓ અને પૈ તેનાં બને છે. ને વળી ઘંટ બનાવવામાં ઉપયોગી છે. એક વાર તે મોટી બંદુકો ને તોપો બનાવવામાં વપરાતી હતી. પણ હવે આ લોઢા કે પોલાદની બનાવવામાં આવે છે.

## પાઠ ૩૧ મો. અલાદિનની વાર્તા ભાગ ૧ લો.

અલાદિન એક દરજીનો છોકરો હતો, જે ચીનમાં પેકિનમાં રહેતો હતો. જ્યારે અલાદિન બાર વરસની ઉમરનો હતો ત્યારે તેનો બાપ મરી ગયો. તેની મા તેને ઘણું ચહતી અને તેને માટે તથા પોતાને માટે ગુજરાન ચલાવવાને ઉદ્યોગથી કામ કરતી. તે ઉદ્યોગી છોકરો નહેતો તેથી તે પોતાની માને મદદ કરતો નહિ, પણ ઘણું

કરીને આખો દિવસ મોહલામાં રમતો એક દિવસ જ્યારે મોહલામાં રમતો હતો ત્યારે એક માણુસ ઉભો રહ્યો અને તેણે તેની સામે જોયું. આ માણુસ એક હિંદી જાદુગર હતો. તેણે જાદુ કરવાના કામમાં પોતાને મદદ કરવાને અલાદિનનો ઉપયોગ કરવા ઇચ્છયું. તેટલા માટે તેણે અલાદિનને કહ્યું હું તારો કાકો થાઉં છું. તારો બાપ મારો ભાઈ થાય છે. અલાદિને તે જાદુગરને કહ્યું, મારો બાપ મરી ગયો છે અને હું મારી મા સાથે તેનાં ઘરમાં રહું છું; પછી જાદુગરે પોતાને તેની મા પાસે લઈ જવાને પૂછયું. જાદુગરે અલાદિનની મા સાથે ઘણી વાત કરી અને આખરે તેને વેપારી બનાવવાનું વચન આપ્યું. આ તેને માટે મોટું સારૂં નસીબ જણાયું. બીજે દિવસે તે જાદુગર જોડે રહેવાને ગયો, જેણે તેને કેટલાંક સુંદર નવાં કપડાં આપ્યાં. થોડા દિવસમાં તે અને જાદુગર મોટા મિત્ર થયા. એક સવારે તેઓ લાંબે ફરવા જોડે નીકળ્યા, તેઓ શહેરથી ઘણા દુર ચાલીને ગયા, અને આખરે અલાદિને પૂછયું. કાકા આપણે કયાં જઇએ છીએ ? હું હવે વધારે ચાલીશ નહિ, તે જાદુગર ઉભો રહ્યો નહિ પણ કહ્યું, ધીરજ પકડ, ને તને તારૂં ઈનામ મળશે. તેં કદી નહિ જોઇ હોય એવી સુંદર વાડી પાસે આપણે હમણાંજ આવીશું. તેથી તે આગળ ને આગળ ચાલ્યા પણ અલાદિને વાડી દીઠી નહિ.

## પાઠ ૩૨ મો. સૂર્ય અસ્ત પામે છે.

સૂર્ય અસ્ત પામે છે અને ચંદ્ર આકાશમાં છે; પણ સૂર્ય ઉપર આવશે; અને ચંદ્રને પાછળ મુકવામાં આવશે (ઢંકાઇ જશે). ફુલ ઉંઘી ગયું છે; પણ તે મરી ગયું નથી. જ્યારે સહવાર પ્રકાશશે ત્યારે તે પોતાનું માથું ઉંચકશે. જયારે શિયાળો આવશે, ત્યારે તે મરી જશે નહિ; તે માત્ર ઝાકળ ને બરફથી સંતાઇ જશે. ઉનાળો ખચિત આવશે, સૂર્ય ખચિત ઉગશે, રાત ને શિયાળો જતાં રહેશે.

## પાઠ ૩૩. કીંમતી ધાતુઓ.

રૂપું એ સૌથી સફેદ ધાતુ છે. ધાતુ ઘણું કરીને હવામાં કટાય છે. લોઢું કાટ ચઢવાથી રાતું થાય છે, ત્રાંબું લીલું થાય છે, સીસું ઘેરૂં કાળું થાય છે. રૂપું કટાતું નથી. પણ હમેશાં સફેદ હોય છે. વળી સોનું એક ધાતુ છે જેને કાટ ચઢતો નથી. રૂપું ને સોનું કીંમતી ધાતુ કહેવાય છે. રૂપું ને સોનું ઘરેણાં બનાવવામાં વપરાય છે જેવાંકે બંગડી, વીંટી ને એરીંગ જેને વારંવાર કીમતી પથરાઓ જેવાંકે માણેક હીરા ને પાનાથી શણગારવામાં આવે છે. માણેક રાતાં, હીરા ધોળા અને પાનાં લીલાં હોય છે. વળી કીંમતી ધાતુઓ નાણું બનાવવામાં વપરાય છે. હિંદુસ્થાનમાં રૂપાના સિક્કા રૂપીઆ, અડધા રૂપીઆ, પાવલી ને બેઆની છે. યુરોપના ઘણા ખરા દેશોમાં વળી સોનાના સિક્કા વપરાય છે. ઇંગ્લાંડમાં સોનાના સિક્કા સૅાવરીન અને અડધા સૅાવરીન છે. સોવરીનની કીંમત પંદર રૂપીઆ ને અડધા સોવરીનની સાડાસાત રૂપીઆ છે. હિંદુસ્તાનમાં વળી કોઇ કોઇ વાર નાણાં તરીકે સોવરીન વપરાય છે. સોવરીન ને અડધા સોવરીનના વળી વારંવાર જે ઘરેણાં સ્ત્રીઓ પહેરે છે તે ઘરેણાં બનાવવામાં આવે છે. સોનું ને રૂપું નરમ ધાતુ છે. જ્યારે તેના સિક્કા પાડવામાં આવે છે ત્યારે તેમાં થોડાં ત્રાંબાની મેળવણી કરવામાં આવે છે. આથી તે વધારે કઠણ થાય છે. સરકાર સિક્કા બનાવે છે. જે કચેરીમાં તેને બનાવવામાં આવે છે તે ટંકશાળ કહેવાય છે. સઘળા સિક્કા ગોળ હોય છે અને જે એકજ સરખી કીંમતના હોય છે. તે તેટલાજ કદના અને વજનના હોય છે. સઘળા ઇંગ્રેજી ને હિંદી સિક્કાની એક બાજુએ રાજાનું રોકું દેખાય છે. સિક્કાની બીજી બાજુ એક બીજાથી જુદી પડે છે, પણ સઘળાં પર સિક્કાની કિંમત દેખાય છે. પહેલ વહેલાં લોહું ને ચામડું પણ સિક્કા બનાવવાને વપરાતું હતું, ઘણાં દેશોમાં, કોઇ કોઈ વાર હિંદુસ્તાનમાં પણ કોડીઓ વપરાય છે.

## પાઠ ૩૪ મો અલાદ્દિનની વાર્તા ભાગ ૨ જો.

આખરે જાદુગર ઉભો રહ્યો અને કહ્યું, આ આપણી મુસાફરીનો છેડો આવ્યો છે. તેણે પછી કેટલીક સુકી લાકડીઓ એકઠી કરી અને દેવતા સળગાવ્યો. જ્યારે દેવતા બરોબર સળગી રહ્યો ત્યારે તેણે તેમાં ભુકો નાંખ્યો અને કેટલાક જાદુગરના શબ્દ કહ્યા. તરતજ જમીન ઉઘડી અને પીતળની કડી જડેલો મોટો પથર દેખાયો. અલાદ્દિન ઘણો બીધો હતો અને તેને નાશી જવાને ઇચ્છયું, પણ જાદુગરે કહ્યું મારે તાબે થા અને આપણે દુનીયામાં સૌથી પૈસાદાર માણસ થઇશું. આ પથ્થર નીચે મોટી દોલત છે જે તું લઇ જઇ શકે. આ વીંટી પકડ અને પથર ઉંચક. અલાદ્દિન તાબે થયો અને જ્યારે તેણે પથરો ઉંચક્યો ત્યારે જમીનમાં એક બાકું દેખાયું. તે બાકાંની નીચે છેક નીચે ઉતરતાં પગથીઆં હતાં તે જાદુગરે કહ્યું પગથીઆં ઉતરીને નીચે જા અને તું એક કાટવાળું લોઢાનું બારણું જોશે. આ બારણામાં થઇને જજે અને તને ત્રણ દીવાનખાના જેવાં કે માત્ર રાજાના મહેલમાં દેખાય છે તેવાં માલમ પડશે. એક પછી એક આ દીવાનખાનામાં થઇને જજે અને તું સુંદર વાડામાં આવશે અને વાડીને છેડે તને એક નાનું દેહરૂં માલમ પડશે. જેમાં એક પીતળનું કોડીઉં (દીવો) બળે છે. દીવો હોલવી નાંખજે તેમાંનું તેલ ફેંકી દેજે અને તારા ડગલા નીચે સતાડજે ને પછી જલદીથી મારી પાસે પાછો આવજે. પછી જાદુગરે એક જુની ત્રાંબાની વીંટી બહાર કાઢી અને અલાદ્દિનની આંગળીએ પહેરાવી. તેણે કહ્યું આ વીંટીથી બધા ભયમાંથી તારૂં રક્ષણ થશે. અલાદ્દિન બાકામા ઉતર્યો પગથીઆં ઉતરીને નીચે ગયો ને ત્રણ દીવાનખાનામાં થઇને ચાલ્યો ગયો જ્યારે તે વાડી આગળ આવ્યો ત્યારે તે ઝાડ ઉપર ઉગેલાં ફળ જોવાને ઉભો રહ્યો. ચેરી ફળને નારંગી નહિ પણ જુદા જુદા રંગવાળા પથરો જે ઘણાં ચકચકિત રીતે પ્રકાશતાં હતાં તે જોઇને તે આશ્ચર્ય પામ્યો. તેણે જલદીથી પોતાનાં ગજવા આ સુંદર

પથરથી ભર્યા અને દેહરા તરફ આગળ ચાલ્યો. ત્યાં તેને દીવો માલમ પડયો જે તે પગથીઆંને મથાળે જલદીથી પાછો લાવ્યો. જ્યારે તેણે તેને જોયો ત્યારે જાદુગરે કહ્યું, મને દીવો આપ. અલાદિને કહ્યું પહેલા મને બહાર આવવાને મદદ કર. જાદુગરે કહ્યું ના. મને તે એકદમ આપ. પણ અલાદિન જે હઠીલો છોકરો હતો તેણે તેને આપવાની ફરીથી ના કહી. જાદુગર ઘણો ગુસ્સે થયો. તેણે દેવતા ઉપર વધારે ભુકો નાંખ્યો અને ફરીથી જાદુઈ શબ્દ કહ્યા. પથર તરતજ તેની જગાએ કુદી પડયો અને અલાદિન અંધારા બાકામાં પુરાઇ ગયો.

## પાઠ ૩૪મો હાલરડાનું ગીત.

મેં એક વહાણને હંકારાતું જોયું, દરીઆમાં હંકારાતું જોયું અને અરે, મારે માટે સુંદર ચીજોથી ભરેલું તદ્દન તે હતું કેબીનમાં ખાંડ હતી ને કોઠારમાં શેખફળ હતાં. શઢ રેશમના બનાવેલા હતા અને ડોલ સોનાના બનાવેલા હતા. ચોવીસ ખલાસી જે તુતક વચ્ચે ઉભા હતા ને પોતાની ગળાની આસપાસ સાંકળવાળા ચોવીસ ધોળા ઉંદર હતા. કપતાન પોતાની પીઠ ઉપર બદનવાળું બતક હતું અને જ્યારે વહાણુ ચાલવા માંડયું ત્યારે કપતાને કહ્યું કવૅક, કવૅક.

## પાઠ ૩૬મો ઘડીઆળ.

અહિંઆં એક ઘડીઆળ છે. તેમાંથી તમે વખત કહી શકશો. જો તમે વખત કહી શકો તો તમે હવે એમ કરવાને શીખો. પહેલાં ઘડીઆળના ચાંદા ઉપરના આંકડાના નામ તમારે શીખવા જોઇએ. તે આ રહ્યા.

હવે ફરીથી કાંટા તરફ જુઓ. તેમાં બે કાંટા છે, એક લાંબો કાંટો ને બીજો નાનો કાંટો. લાંબો કાંટો મીનીટ કાંટો છે ને નાનો કાંટો કલાક કાંટો છે. લાંબો અથવા મીનીટ કાંટો પાંચ મીનીટમાં એક આંકડાથી બીજા આંકડા સુધી જાય છે. નાના અથવા કલાક કાંટાને એક આંકડેથી બીજા આંકડા સુધી જવાને એક કલાક લાગે છે. જ્યારે ઘડીઆળમાં

કલાક વાગે છે ત્યારે જો તમે ઘડીઆળ તરફ જુઓ તો તમે મીનીટનો કે લાંબો કાંટો બાર આંકડાં બતાવતાં જોશો, અને કલાક કાંટા કે નાના કાંટાને જે સંખ્યા ઘડીઆળમાં વાગે છે તે બતાવતાં તમે જોશો. વખત કહેવાને તમારે બંને કાંટા તરફ જોવું જોઈએ. મીનીટ કાંટો ઘડીઆળમાં કલાક વાગ્યા પછી જેટલી મીનીટ પસાર થઈ હોય તેની સંખ્યા તમને કહેશે. કલાક કાંટો જે કલાક ઘડીઆળમાં છેલ્લો વાગ્યો તેની સંખ્યા ને હવે પછી જે સંખ્યા વાગશે તે તમને કહેશે. તે આ બે સંખ્યા વચ્ચે હશે. રાતના બાર વાગતાથી બીજી રાતના બાર વાગતા સુધી ચોવીસ કલાક થાય છે. આ કલાકનો એક દિવસ થાય છે ત્યારે એક દિવસ ખરેખર રીતે દીવસ ને રાત હોય છે. રાતના બાર તે રાતના વચલો ભાગ છે, તેટલા માટે તે મધરાત કહેવાય છે. દિવસના બાર એ દિવસનો મધ્ય ભાગ છે તેટલા માટે તે મધ્યાન અથવા બપોર કહેવાય છે. મધ્યાન દીવસના બે ભાગ કરે છે. બાર વાગ્યા પહેલાંના વખતને આપણે સહવાર ને બપોરનો આગલો ભાગ કહીએ છીએ, અને બાર પછીના વખતને બપોર પછીનો વખત કે સાંજ કહીએ છીએ. સાઠ મીનીટનો એક કલાક થાય છે, ચોવીસ કલાકનો દિવસ થાય છે, સાત દિવસનું અઠવાડિઉં થાય છે, ને ચાર અઠવાડીયાંનો મહીનો થાય છે.

## પાઠ ૩૭ મો. એક ગીત.

લીલાં જંગલમાં ઝાડતળે જે મારી સાથે પડી રહેવાનો અને પોતાનો સુંદર રાગ મધુર પક્ષીના ગળામાં ફેરવી નાંખવા ચાહે છે. અહિંઆ આવો અહિંઆ આવો. અહિંઆ આવો. અહિંઆં તે શિયાળો ને તોફાની રૃતુ શિવાય કોઇ દુશ્મનને જોશે નહિ. જે લોભને દુર કરે છે. જે ખોરાક તે ખાય છે તે શોધતો ને જે મળે તેથી ખુશી રહેતો તડકામાં રહેવાને ચાહે છે. અહિંઆ આવ, અહિંઆં આવ. અહિંઆં આવ, શિયાળાની તોફાની રૃતુ શિવાય તે કોઈ શત્રુ જોશે નહિ.

## પાઠ ૩૮ મો. અલાદિનની વાતો ભાગ ૩જો.

જ્યારે અલાદિનને પોતે જીવતો દટાઇ ગયો છે એવું માલમ પડ્યું ત્યારે તે ઘણોજ બીધો ને જ્યાં સુધી તે થાકી ગયો ત્યાં સુધી તેણે બુમ પાડીને તે રડ્યો. પછી તે પગથીઆં ઉપર બેસી ગયો ને મોતને માટે રાહ જોઇ. ખોરાક વગર દિવસ ને રાત પછી તેણે વિચાર્યું કે હું નક્કી મરી જઇશ; અને પરમેશ્વરની પ્રાર્થના કરવાને પોતાના હાથ સાથે એકઠા કરીને તેણે તાંબાની વીંટી પોતાની આંગળી પર ઘસી તરતજ એક મોટો જીન (ભુત) દેખાયો.

અલાદિન ઘણોજ બીધો; પણ તે જીને કહ્યું, હું વીંટીનો ગુલામ છું અને હું ને મારા નોકરો તમારા બધા હુકમને તાબે થઇશું. અલાદિને કહ્યું, ત્યારે મને આ જગ્યામાંથી બહાર કાઢ. જેવું તેણે આ કહ્યું કે તરતજ પોતાની માના ઘર પાસે તેણે પોતાને જોયો.

શા માટે જીન ગુફામાં દેખાયો હતો, તે અલાદિને કે તેની મા બંનેએ જાણ્યું નહિ. તેટલા માટે તેઓએ તે વીંટી ફરીથી ઘસી નહિ. પણ અલાદિન એક સોની જે તેની પાસે રહેતો હતો તેની પાસે જાદુઇ વાડીમાંથી લીધેલા પથરામાંના કેટલાક લઇ ગયો.

આ પથરા ખરેખર માણેક હીરા જેવા નાના ન હતા અને તે મોટી કીંમતના હતા. પણ અલાદિન તેની કીંમત જાણતો નથી એવું જોઇને સોનીએ તેને કહ્યું આ ઘણા સુંદર છે પણ તે માત્ર કાચ છે. તેમાંના દરેકના હું તને ચાર આના આપીશ. અલાદિને વિચાર્યું કે આ સારી કીંમત છે ને પચીશ રૂપીઆમાં બધા પથરા વેચ્યા

અલાદિન અને તેની માએ આ પૈસા ઉપર એક મહીનો સુધી નિર્વાહ ચલાવ્યો. આ વખત પૂરો થયો ત્યારે ઘરમાં બીલકુલ ખોરાક ન હોતો તેથી અલાદીને કહ્યું. હું દીવો વેચીશ. તેની માએ કહ્યું હું તેને પહેલાં સાફ કરીશ ને તેને ચળકતુ કરીશ જેથી કરીને તેની વધારે કીમત આવશે. જેવો તેણે દીવો ઘસ્યો કે તરતજ એક જીન જે વીંટીના જીન કરતાં વધારે મોટો ને વધારે કદરૂપો હતો તેણે દેખાવ દીધો.

જીને કહ્યું, હું દીવાનો ગુલામ છું અને હું તથા મારા ચાકરો તમારા સઘળા હુકમ માનશે. અલાદિને કહ્યુ અમારે માટે ખાવાનું લાવ, અને તરતજ રાજાને લાયકનું ભોજન આપ્યું.

વીંટીને દીવાના ગુલામો શા માટે આવ્યા તે અલાદીન અને તેની માએ હવે જાણ્યું. આ પછી તેઓએ વારંવાર દીવો ઘસ્યો ને ઘણા પૈસાદાર થયા, અને આખરે અલાદિને ચીનના બાદશાહની છોકરીને પરણવાને ઇચ્છયું.

બીજા પાઠમાં તે દીવો પાછો મેળવવાને તે જાદુગરે જે કર્યું તે તમે વાંચશો.

## પાઠ ૩૯ મો. બંગાળી હાલરડાંનું ગીત.

આ પ્રમાણે મારી વાતનો છેડો આવે છે નદિયાકાંટાને. છોડ કરમાઇ જાય છે. અરે નદિયાકાંટાનો છોડ શા માટે તું કરમાઇ જાય છે. શા માટે તારી ગાય મારાપર ચરે છે, શા માટે ચરે ગાય ચરે છે, શા માટે ચરે ગાય તું ચરે છે, શા માટે મારી ગાયની બરદાશ કરતો નથી, શા માટે તારી વહુ મને ચોખા આપતી નથી, અરે વહુ શા માટે તું ચોખા નથી આપતી. શા માટે મારૂં બાળક રડે છે, અરે બાળક તું શા માટે રડે છે, શા માટે કીડી મને કરડે છે, અરે કીડી શા માટે તું કરડે છે, કુટ, કુટ, કુટ,

## પાઠ ૪૦ મો. હાથી.

સિંહ શિયાળ ને ઘેટાં જેવાં પ્રાણીઓ જમીન ઉપરના પ્રાણી કહેવાય છે; કારણકે તે જમીન ઉપર રહે છે. મગરમચ્છ જેવાં કેટલાંક પ્રાણીઓ પાણીમાં રહે છે. દેડકાં જેવાં બીજાં પ્રાણીઓ થોડુંક જમીન ઉપર અને થોડુંક પાણીમાં રહે છે. જમીન ઉપર રહેનારાં પ્રાણીઓમાં હાથી સૌથી મોટો છે. તેને સુંઢ હોવાથી બીજાં પ્રાણીઓથી જુદો પડે છે. આ ખરેખર એક ઘણું લાંબું નાક છે જેને છેડે બે નસકોરાં ખુલ્લાં છે. સુંઢને છેડે વળી કાંઇ આંગળી જેવું હોય છે. હાથી પોતાની સુંઢનો

કેટલીક રીતે ઉપયોગ કરે છે. તેનાવડે તે ઝાડ ઉપરથી પાતરાંને ડાળીઓ ને જમીન ઉપરથી ઘાસ એકઠાં કરે છે, અને તે વડે આ તેનાં મોંહમાં મુકે છે. તે વળી પાણીથી પોતાની સુંઢ ભરે છે તેને પોતાનાં મોંહમાં રેડે છે. કોઇ વખત જ્યારે ઘણી ગરમી પડે છે ત્યારે તે પોતાની સુંઢમાંથી પોતાના શરીર ઉપર પાણી નાંખે છે. તેની સુંઢના છેડા આગળની આંગળીથી સૌથી નાનામાં નાની ચીજ, સૌથી નાનામાં નાનો સિક્કો પણ તે ઉંચકી શકે છે. હાથીઓને વળી દંતુશળ હોય છે. જે ખરેખર ઘણા લાંબા દાંત છે. તેઓ પોતાના દંતુશળ લડવાને માટે અને જે મૂળીઆ દેખાય છે તે જમીનમાંથી ખોદવાને માટે વળી વાપરે છે. દંતુશળ હાથી દાંતના બનેલા છે. આ સફેદ ને ઘણા કઠણ હોય છે, આને સુંદર રીતે ઘસીને ચળકતા કરાય છે. તેટલા માટે તે ઘરેણાં બનાવવા માટે વપરાય છે. રાજાના મહેલમાં ખુરસીઓ ને મેજ પણ હાથી દાંતના બનાવેલાં માલમ પડે છે. હાથી ઘણા ચતુર હોય છે, ને ઉપયોગી કામ કરવાને શીખવી શકાય છે. લોકો તેટલા માટે તેને જીવતા પકડવાને ઘણી મહેનત લે છે. આમ કરવાની ઘણી રીતો છે. એક રીત જંગલી હાથીને વાડામાં હાંકી કાઢવાની છે. આ ઘણી મજબુત અને ઉંચી વાડથી બનાવેલી એક ઘેરી લીધેલી જગ્યા છે. પહેલાં ચિત્રમાં અંદર જંગલી હાથીઓના ટોળાંવાળો વાડો આપણે જોઇએ છીએ. બહારની બાજુએ તેની પીઠપર બેઠેલા માણસો સહિત બે પાળેલા હાથી અને એક જંગલી હાથી છે. જેના પાછલા પગ માણસોએ દરવાજા સાથે બાંધેલા છે. બ્રહ્મદેશમાં ઇમારતી લાકડાના વાડામાં કામ કરતા એક હાથીનું આ ચિત્ર છે. તે લાકડાનું એક ઢીમચું લઇ જાય છે તેણે તે ઢીમચું પોતાના દંતુશળથી પકડેલું છે અને પોતાની સુંઢવતી તેનાપર તેને પકડી રાખે છે. હાથીની પીઠપરનો માણસ અમુક જગ્યાએ તે ઢીમચું મુકવાને તેને હુકમ કરશે, અને તે તાબે થશે. ચિત્રમાં હાથી અને લાકડાંના ઢીમચનો પડછાયો જુઓ. તે હાથીની નીચેજ પડે છે કારણ કે દીવસના આસરે બાર વાગ્યા છે.

## પાઠ ૪૧ મો. અલાદિનની વાર્તા ભાગ ૪ થો.

ચીનના બાદશાહે અલાદિનને કહ્યું, જો તું મારી છોકરીને પરણે તો તેને રહેવાને માટે તારે એક મહેલ બાંધવો જોઇએ. અલાદિને જવાબ દીધો જો તમે મને એ કારણ માટે તમારા પોતાના મહેલની સામે મેદાન આપો તો તમે કદી નહિ જોયો હોય એવો ઘણો સુંદર મહેલ એક રાતમાં બાંધીશ. તે બાદશાહ કબુલ થયો અને અલાદિન ઘેર ગયો ને દીવો ઘસ્યો. તરતજ જીન આવ્યો. અલાદિને કહ્યું બાદશાહની દીકરીને અહિ રહેવા માટે એકજ રાતમાં તમે મહેલ બાંધી શકશો! જીને જવાબ દીધો ખચ્ચીત હું ને મારા ચાકરો એ પ્રમાણે કરી શકશું. અલાદિને કહ્યું ત્યારે તે બાંધો અને તે મહેલમાં પચાશ ફીટ લાંબું ને ત્રીસ ફીટ પહોળું જવાહીરથી તમામ શણગારેલી ચોવીસ બારી વાળું એક દીવાનખાનું બાંધો; પણ એક બારી અધુરી રાખજો. બીજે દિવસે સહવારે જ્યારે બાદશાહ ઉઠયો ત્યારે પોતાના મહેલ આગળ મેદાનમાં એક મોટો મહેલ બાંધેલો જોઇને તે ઘણો અજબ થયો. તેણે અલાદિનને બોલાવી લાવવાને એક ચાકરને મોકલ્યો. ને તેઓ સાથે નવો મહેલ જોવા ગયા. તે આગ્રાના તાજ મહાલ જેવો સફેદ આરસપહાણથી બાંધેલો અને જુમામસજીદ જેવો રંગબેરંગી આરસપહાણથી દરેક જગ્યાએ શણગારેલો ઘણો સુંદર હતો. પણ તે મહેલનો સાૈથી સુશોભિત ભાગ ચોવીસ બારીવાળું દિવાનખાનું હતું. બાદશાહ આ બારીઓને પાના માણેક ને હીરાથી શણગારેલી જોઇને રાજી થયો, પણ જ્યારે તેને એક બારી અધુરી માલમ પડી ત્યારે તે એક કરતાં વધારે અજબ થયો. તેણે પુછ્યું આ શા માટે અધુરી છે? અલાદિને કહ્યું ખચ્ચિત આપ નામદારની દીકરીના ઘરનો ભાગ આપવો તે બાધી આપવાની આપ નામદારની મરજી થશે. બાદશાહે કહ્યું એક સુખી વિચાર, મારાં બધાં જવાહિર ખજાનામાંથી લાવો અને મારા ચાકરો તે બારી પુરી કરશે બાદશાહના નોકરોએ આખો દિવસ અને આખી રાત કામ કર્યું અને તેનું બધું જવાહિર વાપર્યું પણ અડધી બારી તેઓએ

પુરી કરી નહિ, અને આખરે અલાદ્દિને તેમ કરવાને જીનને હુકમ કર્યો. હવે બાદશાહે જોયું કે અલાદિન કેટલો બધો પૈસાદાર છે, અને તેણે શાહજાદીને તેની ધણિઆણી તરીકે તેને આપી (પરણાવી.)

## પાઠ ૪૨મો ઝાડ.

અહિંઆં એક ઝાડનું ચિત્ર છે. વળી ઝાડના ભાગ તેનાં મૂળીઆં, થડ, ડાળીઓ અને પાંદડાં છે. કેટલાક ઝાડ ઉપર ફુલ ફળવાળી આપણે જોઇએ છીએ. આપણે ઝાડનાં મૂળીઆં જોઇ શકતાં નથી કારણ કે જમીનમાં સંતાયલાં હોય છે તે ઝાડને ટટાર રાખે છે; અને તેને જમીનમાં મજબુત ચોંટાડે છે. અને તેને ઉખેડી નાંખવા પવનથી બચાવે છે. ડાળી વગરના ઝાડના મુખ્ય ભાગને થડ કહે છે. થડમાંથી ડાળી ઉગે છે ઘણી નાની ડાળીઓ નાની ડાંખળીઓ કહેવાય છે. ડાંખળીમાંથી પાંદડાં ફુલ ને ફળ ઉગે છે. ઝાડનાં પાંદડાં માણુસ અને પ્રાણી બંનેને ઘણાં ઉપયોગી છે. જે છાંયડો સુરજની ગરમીમાંથી આપણું રક્ષણ કરે છે તે તે આપે છે. ઘણા પ્રાણીઓ તે ખાઇને રહે છે. લોકો કેટલાક ઝાડનાં પાંદડાંમાંથી પોતાનો ખોરાક ખાય છે. અને બીજાં ઝાડના પાંદડાંમાંથી સાદડી બનાવે છે, જે સંખ્યાબંધ કામ માટે વપરાય છે. થડ ને મોટી ડાળીઓ ઘણી ઉપયોગી છે; તેમાંથી આપણે લાકડાં અથવા ઇમારતી લાકડાં મેળવીએ છીએ, જે ઘર અને વહાણુ બાંધવામાં ને મોટી સંખ્યામાં ઉપયોગી ચીજો બનાવવામાં વપરાય છે. નાની ડાળી ને ડાળાં બળતણ તરીકે વપરાય છે. જે ઝાડ ઉપર ફળ થાય છે તે ફળ ઝાડ કહેવાય છે. આપણને આંબા, નાળિએરી, નારંગીના ઝાડ, લીંબોડી અને આમલી છે જેનાપર કેરીઓ, નાળિએર, નારંગી, લીંબુ અને આમલી થાય છે. સંખ્યાબંધ જોડે ઉગેલાં ઝાડ જંગલ કહેવાય છે, મોટાં જંગલને રાન કહે છે, હિંદુસ્તાનમાં આપણે રાનને વારંવાર જંગલ કહીએ છીએ. કહેવત-જેમ ડાળીને વાળીએ તેમ ઝાડ વળે છે.

## પાઠ ૪૩મો અલાદિનની વાર્તા ભાગ ૫ મો.

એક દીવસ અલાદિન શિકારે ગયો, અને શાહજાદી અને તેના નોકરો માત્ર ઘેર હતા. ચાકરોમાંની એક, એક નાની છોકરી બારીની બહાર જોતી હતી તેવામાં તેણે એક ઘરડા માણુસને પોતાની પીઠ ઉપર પીતળનાં કોડીઆંની ભરેલી એક ટોપલી સહીત મોહલ્લામાંથી આવતો જોયો. તે બુમ પાડતો હતો જુના દીવા બદલે નવા દીવા! જુના દીવા બદલે નવા દીવા! અને તેની મશ્કરી કરતું આળસુ લોકોનું એક ટોળું તેની પછવાડે ચાલતું હતું. જ્યારે તેણે તે ચાકરડીને જોઇ ત્યારે તેણે કહ્યું, તારા શેઠ પાસે કોઇ જુના દીવા છે? દીવા છે? જો તેની પાસે કોઇ હોય તો તેને બદલે નવા દીવા આપીશ. પહેલાં છોકરીએ કહ્યું, ના તેની પાસે કાંઈ નથી. પછી તેને જુનો પીતળનો દીવો જે અલાદિન પોતાના ઓરડામાં રાખતો તે યાદ આવ્યો તેણે તે ઘરડા માણુસને કહ્યું, એક પળ ઉભા રહો, અને હું તમને એક જુનો દીવો આણી આપીશ. તેથી તે અલાદિનના ઓરડામાં દોડી ગઇ અને ખુણામાં એક ઉંચી અભરાઈ ઉપર દીવો જોયો. તે ઘરડા માણુસ પાસે તે તે લઇ ગઇ, જેણે બદલે એક નવો પીત્તળનો દીવો તેને આપ્યો. હવે તે ઘરડો માણુસ હિંદી જાદુગર હતો જેણે અલાદિન પાસેથી દીવો મેળવવાની આ રીત શોધી કાઢી. જેવું તે તેને મળ્યું કે તરતજ તે શહેરની બહાર ગયો અને પોતે જંગલમાં સંતાઇ ગયો. પછી તેણે દીવો ઘસ્યો અને જ્યારે જીન આવ્યો ત્યારે તેણે કહ્યું, અલાદિનના મહેલને આફ્રિકા નારણુની વચ્ચોવચ લઇ જા, જીને કહ્યું, હું તમારા હુકમ માનીશ. જ્યારે અલાદિન શિકારેથી પાછો આવ્યો ત્યારે તેનો મહેલ કોઈ પણ ઠેકાણે દેખાયો નહિ. કેટલાક વખત સુધી રડવા શિવાય તે કાંઇ બીજું કરી શકયો નહિ. આખરે તેને વીંટીનો વિચાર આવ્યો, અને તેને ઘસી. જીન આવ્યો અને અલાદિનને કહ્યું, તારો મહેલ કયાં છે? એને જવાબ દીધો, દીવાના જીનના નોકરોએ તેને આફ્રિકાના રણુના

મધ્ય ભાગમાં ખસેડયો છે. અલાદ્દિને કહ્યું, ત્યારે તેને પાછો લાવ. જીને જવાબ દીધો, અફસોસ, હું એમ કરી શકું નહિ દીવાનો જીન મારા કરતાં વધારે જોરાવર છે. હું માત્ર તને મહેલ પાસે લઇ જઈ શકું. હું મહેલને તારી પાસે લાવી શકું નહિ. તરતજ તે મહેલની આગળ રણમાં પોતાની જાતને જોઇ. સઘળાં બારી બારણા બંધ હતાં. અને તે કોઇને જોઇ શકયો નહિ. મોટાં સારા ભાગ્યે શાહજાદીએ એક બારીમાંથી છાનામાના જોયું, અને તેને જોયો. તેણે તેને બોલાવ્યો, અને તે બારી પાસે આવ્યો. તેણે કહ્યું, તે જાદુગર મારી સાથે પરણવા ઇચ્છે છે, ને જો હું હા નહિ કહું તો ને મને મારી નાંખશે. અલાદ્દિને કહ્યું, તારે હા કહેવાનો ઢોંગ કરવો. પણ લગન પહેલાં તારી સાથે દારૂનો પ્યાલો પીવાને તેની પાસે વચન લેજે. હું તને તે પ્યાલામાં નાંખવાને કાંઇ વસ્તુ આપીશ, જેથી હમેશને માટે તેનું કાસળ નીકળી જશે એક કલાકમાં તારા ચાકરમાંથી એકને મારી પાસે મેકલજે. પછી તે ચાલ્યો ગયો ને જે ખડકો પાસે હતા તેમાં પોતે સંતાઇ ગયો અલાદ્દિને વીંટી ઘસી અને તરતજ જીન તેની પાસે થોડુંક ઝેર લાવ્યો. આ તેણે શાહજાદીના ચાકરને આપ્યું, રાત્રે તે ચાકર ફરીથી અલાદ્દિન પાસે આવ્યો, અને તેને શાહજાદીના ઓરડાના બારણા પાસે લઇ ગયો. અહિંઆ, એક પડદા પછવાડે સંતાઇને અલાદીને શાહજાદી ને જાદુગરને જોયાં તે જાદુગર પોતાના હોઠ આગળ ઝેરી દારૂનો પ્યાલો હમણાંજ ઉંચકવા જતો હતો. તેણે તે પીધો અને મુએલો પડયો. અલાદ્દિન અંદર ધસ્યો. દીવો લઇ લીધો, જે દીવો તે જાદુગર હમેશાં પોતાની છાતીમાં રાખતો હતો અલાદ્દિને દીવો ઘસ્યો અને તરતજ જીન તે મહેલ પેકીન પાછો લઇ ગયો અને અલાદ્દિન અને શાહજાદી ઘણા વરસ સુધી સુખમાં તેમાં રહ્યાં.

# સમાપ્ત.

# નોટીસ.

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધ્યે મી. કરસનદાસ નારણદાસ બુકસેલરની દુકાનેથી મળશે.

| | | |
|---|---|---|
| મેકમીલન ન્યુ રીડર્સ પ્રાઈમર ભાગ બીજાના મીનીંગ (તરજુમા સહીત) | | ૦-૬-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૧લાના | ,, | ....૦-૮-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૨ ના | ,, | ....૦-૧૧-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૩ ના | ,, | ....૦-૧૩-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૪ ના | ,, | ....૧-૦-૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ નં. ૫ ના | ,, | ....૧-૪-૦ |
| સ્ટાર ઓફ ઈન્ડીઆ રીડર્સ બુક થર્ડ | | ....૦-૬-૦ |
| સંસ્કૃત પ્રીમરની ગાઈડ ... | .... | ....૦-૧૨-૦ |
| ન્યુ કોર્સ પહેલાના (લોંગમેન્સ) | .... | ....૦-૪-૦ |
| એલનું ફર્સ્ટ રીડીંગ બુકના .... | .... | ....૦-૪-૦ |
| નળાખ્યાન સટી૦ મોદીકૃત .... | .... | ....૧-૨-૦ |
| ઇલીયડબુક પહેલી .... .... | .... | ....૦-૧૨-૦ |
| સેનફર્ડ મર્ટનના મીનીંગ .... | ... | ....૦-૧૨-૦ |
| ધી મોડેલ સ્કુલ એરિથમેટીક.... | .... | ...૧-૦-૦ |

એ શિવાય બીજી બધી શાળાપયોગી ચોપડીઓ તથા નેલસન રીડર્સના મીનીંગો તરજુમા સહીત એ દુકાનેથી મળશે. જથાબંધ લેનારને સારૂ કમીશન આપવામાં આવશે.

---

Published by–Balubhai Karsandas Narandas
Book–seller, Nanavat—SURAT.
Printed by–Narayanrao Laxmanrao Nikam at the
SHANKER P. PRESS, Chawta Bridge–SURAT.